# દયારત્નમાળ



કીંમત. ૧—૦—૦

# દયારત્નમાળ.



એટલે

ગુર્જર કવિ રત્ન દયારામભાઇનાં કેટલાંક

સુંદર કાવ્યોનો સંગ્રહ.

## ભાગ ૧ લો.

આવૃત્તિ ત્રીજી.

મૂલ્ય રૂ. ૧-૦-૦ સચિત્ર. —સંશોધન કરી પ્રસિદ્ધ કરનાર,

( પોસ્ટેજ જુદું. ) ભોળાનાથ બાપાલાલ કંથારીઆ.

# પ્રસ્તાવના.

**દયારત્નમાળા**-એટલે ગુર્જર કવિરત્ન દયારામભાઈનાં કાવ્યોમાંથી કેટલીક સુંદર કવિતાઓનો સંગ્રહ. તે આપણા સુપ્રસિદ્ધ કવિનર્મદની ઇચ્છાનુસાર સગવડ પ્રમાણે કરી રાખેલાં ટાંચણોને આધારે, "દયારત્નમાળા" નામ આપી પ્રસિદ્ધ કરવાનું ઉચિત લાગ્યાથી, ઇ. સ. ૧૯૦૧ માં પ્રથમ આવૃત્તિ બહાર પાડેલી; તે ખપી જવાથી બીજી આવૃત્તિ સને ૧૯૦૩ માં પ્રસિદ્ધ કરી હતી. તે પછી બીજી રીતે નાગર જ્ઞાતિની સેવા કરવાની ઇચ્છાથી "નાગરઉદય" પ્રસિદ્ધ કરવાના, તેમજ છુટક લેખો અને કવિતા લખવાના, તથા ઉદર નિમિત્તના બીજા વ્યવસાયોમાં ચિત્ત લાગ્યાથી, હાલ ૨૦ વર્ષ જેવા લાંબા અંતરે, આ ત્રીજી આવૃત્તિ, જનસમાજને રજુ કરવાની પ્રેરણા થઇ છે. આશા છે કે, પ્રથમની માફક તે લોકપ્રિય થઇ પડશે. આ કાર્યથી દ-કા-સં. ની ખપત ઓછી કરવાનો ઇરાદો નથી. પરંતુ થોડા વાંચનદ્વારા વધારે માટે રૂચી થાય, એજ લક્ષ્યબિંદુ છે. ગુજરાતના એક નામાંકિત મહાકવિનું પૂજ્યભાવે પુનઃ પુનઃ સ્મરણ થાય, ઉપરછલું વાંચતાં અવળો અભિપ્રાય બંધાવે એવાં, પણ ઉંડા રહસ્યથી ભરેલાં સુંદર કાવ્યોને સવળી રીતે વાંચવા તથા સમજવાનો શ્રમ લેવાની રૂચી થાય, એજ લક્ષ્યબિંદુ છે.

અમદાવાદ તારીખ. ૨૪-૬-૧૯૨૪. **ભોળાનાથ બાપાલાલ કંથારિયા.**

## સૂચના.

**૧ આ કવિતાઓ કવિશ્રીના જીવન ચરિત્ર સાથે વાંચવાની છે.**

૨ આ દ. ર. મા. વાંચતાં—દરેક કવિતાનો-રાગ શો, તે ક્યા પુસ્તકમાં, કયે પાને છે, તે ખુલાસા માટે **જુઓ પત્રક અ.**

૩ કેટલીક કવિતાના ઉતારામાં કવિનું નામ દર્શાવનારી અંતિમ કડી દાખલ છે, અને મનસ્વિ ઉતારામાં તે નથી; તેથી નામ વગરની કવિતા બીજાની સમજવાની નથી.

૪ આ પ્રસ્તાવનામાં, આ દ. ર. મા. માં, અને પત્રક અ માં જે સંજ્ઞાઓ વપરાઈ છે, તેના ખુલાસા નીચે પ્રમાણે છે.

(૧) દ-કા-સં. એટલે કવિનર્મદે તૈયાર કરાવેલા અને મુંબઈ ગુજરાતી પ્રેસમાંથી છપાઇને પ્રસિદ્ધ થએલા દયારામ કાવ્યસંગ્રહની ચોથી આવૃત્તિ.

(૨) શ્રી-દ-કા-મ-મા. એટલે ડભોઈ નિવાસી નારાયણદાસ પરમાનંદદાસ શાહે છપાવીને પ્રસિદ્ધ કરેલ શ્રી દયારામ કાવ્ય મણીમાળા ભાગ ૧

(૩) **ભ. ક. દ. જી. ચ.** એટલે **ભક્ત કવિ દયારામનું જીવન ચરિત્ર.** ડભોઈ નિવાસી નારાયણદાસ પરમાનંદદાસ શાહે છપાવીને પ્રસિદ્ધ કરેલ.

(૪) દ-કા-સુ. એટલે વડોદરાવાળા વ્યાસ પ્રાણશંકર વૈજનાથે સંગ્રહ કરેલી કવિશ્રીની કવિતાઓનું મુંબઈ ગુજરાતી પ્રેસમાંથી છપાઇને પ્રસિદ્ધ થયેલું **દયારામ કાવ્યસુધા.**

(૫) **પ્રા-કા-મા-ગ્રંથ.** એટલે રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા અને નાથાશંકર શાસ્ત્રીએ છપાવી પ્રસિદ્ધ કરેલ **પ્રાચીન** કાવ્યમાળાનો ગ્રંથ નંબર...

(૬) **પ્રા-કા-ત્રિ-અંક...સને...**એટલે કાંટાવાળા અને નાથાશંકરે છપાવેલ પ્રાચીનકાવ્ય ત્રિમાસિકનો અંક...સને.

(૭) **બૃ-કા-દો-ભાગ.** એટલે "મુંબઇ ગુજરાતી પ્રેસ" માંથી છપાઇને પ્રસિદ્ધ થયેલું **બૃહત કાવ્ય દોહન ભાગ...**

(૮) દ-ર-મા. એટલે દયારત્નમાળ.

(૯) **અપ્ર-ગુ-ક.** એટલે નડિયાદ નિવાસી ચતુરભાઇ શંકરભાઈ પટેલે સને ૧૮૮૫ માં છપાવી પ્રસિદ્ધ કરેલ **અપ્રસિદ્ધ ગુજરાતી કવિતા** નામનુ માસિક ચોપાનિયું.

(૧૦) દ-કૃ-ક. એટલે અમદાવાદના બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસે છપાવેલી " કવિ દયારામની કવિતાઓ અને ( ૨ ) અમદાવાદના બુકસેલર માહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી છપાઇને પ્રસિદ્ધ થયેલ " દયારામકૃત કવિતા. "

(૧૧) **જુનું દ-કા-સં.** એટલે અમદાવાદમાં છાપખાનાની શરૂઆત થતા પેહેલાંના શિલાપ્રેસમાં છપાઇને બાહાર પડેલ **જુનું દયારામ કાવ્યસંગ્રહ.**

(૧૨) **જુનું-કા-દો.** એટલે જુનું કાવ્ય દોહન.

**—શુદ્ધિ પત્રક માટે જુઓ આ પત્રકનું પાનુ-૫૪—**



દેવીશ્રી

ગુ જ રા તી

સાહિત્ય પરિષદ,

પરવાનગી મેળવી નથી તોપણ,

આપના પવિત્ર ચરણ કમળમાં,

પૂજ્ય ભાવે

અર્પણ કરૂછું,

આ લઘુ કાવ્ય સંગ્રહ,

હું આપનો

સાહિત્ય પ્રેમી શેવક



ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.



**ગુર્જર કવિરત્ન—દયારામ પ્રભુરામ ભટ્ટ.**

**સાઠોદરા નાગર ગૃહસ્થ.**

જન્મભૂમિ—ચાંદોદ. મરણભૂમિ—દર્ભાવતિ.

જન્મ સંવત ૧૮૨૩ મરણ સંવત ૧૯૦૮

## દયારત્નમાળ—ભાગ ૧—

ગુર્જર કવિરત્ન દયારામભાઈનાં કાવ્યોમાંથી " દયારામ જયંતિ " માટે કવિશ્રીના નામ સ્મરણને અર્પણ કરવા સારૂ તૈયાર કરેલી એક લઘુ પુષ્પાંજલિ.

### મંગલા-ચરણ.

રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ, રાધા વ્રજરાય, રાધાકૃષ્ણ ગાય, તેના પાપ તાપ જાય;
પાપ તાપ જાય, હરિ હૃદમાં સમાય, વ્રજલાડિલા હો લાલ, રાધાકૃષ્ણ ગાય૦—૧

૨—" પદબંધ ગીત" માંથી—

ચારૂ ચંડીપુરિ નિવાસ, શ્રિમંત નાગર કૃષ્ણનો દાસ;
પ્રભુરામ પિતાનું નામ, નર્મદા તટે વિપ્ર દયારામ.
રાજકોર મહાલક્ષ્મી માત, જેની કીર્તિ સ્વપુર વિખ્યાત;
માત પ્રબોધી પ્રભુએ જ્યારે, હું બાળવેશ હતો ત્યારે.

### ૩ — જસોદાજીના " હાલરડા " માંથી. —

હરિના મુખડા ઊપર વારૂ કોટિક ચંદ્રમા, પંકજલોચન સુંદર વિશાળ કપોળ;
દીપક જ્યોતિ સરખી દીપે સુંદર નાસિકા, કોમળ અધર અરૂણ છે રૂડા રાતા ચોળ.
માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે૦—૨
સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું. ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધ વિધ વચને હરિગુણ ગાવે હાલડાં, ખેંચે ફુમતિયાળી રેશમ દોરી સાર.
માતા જસોદા૦—૬
હંસ કારંડ ને કોકિલ પોપટ પારણે, બપૈયા ચકોર ને કાંઇ સારસ મેના મોર;
રમકડાં મૂક્યાં રમવાને મોહનલાલને, ઘમઘમ ઘુઘરા વજાડે નંદ કિશોર. માતા૦—૭
મ્હારા કાં'નાની સમાણી કન્યા લાવશું, મ્હારા લાલાને પરણાવિશ મોટે ઘેર;
મ્હારો જાયો વરરાજા થૈ ઘોડે બેસશે, મ્હારો કાં'નો કરશે સદાય લીલાલ્હેર. માતા૦—૮

૪ — બાળલીલાના એક ગરબામાંથી—

સજ્જન સાંભળો રે, હરિની બાળલિલા કૈં ગાશું;
કોટી કલ્પના રે, પતિતપણાથી પાવન થાશું. ૧
ઉર પર સાંગલુ રે, સિંહ નખ શોભે સુવરણ મઢિઓ;
મણિ મુક્તા તણીરે, માળાઓ જૈ નાભી અડિયો. ૮
કુંડળ કાંનમાંરે, પડયાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝુમણું વેળિયુંરે, મોતી બરિયું લટકે લળકે. ૧૧
મુખ પર ઝૂમતા રે, હરિને ખિટડિયાળા કેશ;
છબિ ઘનસ્યામ છે રે, મનમોહન પ્રભુ બાળક વેસ, ૧૨

બોલે તોતળુંરે, ઠણુંઠણુતો કાનડ થાય કાલો;
"માડિ! ધવાડની" રે, હઠ કરિ કેહેતાં લાગે વ્હાલો. ૧૫
ગોવિંદ ઘૂંટડેરે, દૂધ પિયે જસોદા મુખ જૂવે;
પુચકારી કરીરે, જનુની આંખનાં આંસૂ લૂવે. ૧૭
તૃપ્ત થયા પછીરે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણુમાંરે, ગોપીજન લૈ હૃદયા ચાંપે. ૧૮
અને એ રજ ભર્યારે, વચ્છનું પૂંછ ગ્રહી ફરે પૂંઠે;
પડિ જવાય છેરે; ગોપી હસી પડે-વળિ ઊઠે. ૨૨
વ્રજની સુંદરીરે, લાલચ માંખણુ તણી બતાવે;
નાચર પ્રમંથીરે, પ્રભુને થૈ થૈ થનક નચાવે. ૨૩

## ૫—બાળલીલાના બીજા ગરબામાંથી—

શ્રીકૃષ્ણની બાળચેષ્ટાથી હેરાંન થયેલી ગોપીઓ જસોદા પાસે આવી ફરીઆદ કરેછે કે—" કુંવરને વારોની વ્રજરાણી. ટેક.

સહુ વ્રજનાર મળીને આવી, શ્રી યશોદાજીને ધામરે,
લાડકવાયો પુત્ર કર્યો ક્યમ, વસિયે ગોકુળ ગામ. કુંવરને૦—૧
* * * *
લાકડિ લે ઉખળ પર ચઢિને, શીંકેથી લૈ સહુ ખાયરે,
સખાને આપે તેથી વધે તો, માંકલડાંને પાય. કુંવરને૦—૮
એક સખાની ખાંધે ચઢિને, અતી ઊંચું પણ ચાખેરે,
તેથી ન ફાવે તો દોહોણી કરે કાંણી, ધાર તળે મુખ રાખે. કુંવરને૦—૧૧
કાંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વના ધવરાવે રે,
સુતા બાળકને જને જગાડે, ચ્હોંટીઓ દઈ રડાવે. કુંવરને૦—૧૪
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહીં જાવા દઉં ગ્રહેશરે,
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જાશ, તું જોઇને રહેશ. કુંવરને૦—૧૭
કરી કળા એક મડી ભર્યું મુખ, એટલે મેં જઇ ઝાલ્યોરે,
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી, એ ચાલ્યો. કુંવરને૦—૧૮
એક કહે મેં ઝાલ્યો હુતો આજે, તોપણુ એ નવ ગાંઠ્યોરે,
ત્રોડી મુજ મુક્તાફળ માળા, હું વિણુવા રહી, વ્હાલો નાઠો. કુંવરને૦—૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યું જુવો લાવીછું ઝાલીરે,
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજ્વાંણી પડી ઠાલી. કુંવરને૦—૨૦
એવું કહેતામાં પ્રભુ આંગણે આવ્યા, નિદ્રામાંથી ઊઠીરે,
જસોમતિ કેહે જુઓ આ મારો બાળક, યુવતિ સર્વ તમે જૂઠી. કુંવરને૦—૨૨

પ્રેમ કટાક્ષે કરી સહુ કામની, સ્હાંમુ શ્રીકૃષ્ણે જોયુંરે,
લોટપોટ થૈ ગૈ સહુ લલના, પ્રીતમમાં મન પ્રોયું. કુંવરને૦—૨૬

પરાક્રમ પ્રેમનું પેખો રે, પડ્યું ન્હૈં કોઇ સાધનનું કામ; ૬ — ત્રીજા
વશ કર્યા વ્રજનારે રે, વિઠ્ઠલ અચ્યુત આત્મારામ. ટેક. ગરબામાંથી—
કોઈ કે' પેલો પાટલો લાવો રે, પાણી માગે કોય;
કોઈ મંગાવે પાદુકા રે, જેમ કૈં પ્રાકૃત બાળક હોય. ૩
એક કે' ફુલની માળા ગૂંથો રે, આવડે છે જોઉં આજ;
એક કે' પેલી દો'ણી લાવો રે, એમ કરે કરાવ્યાં કાજ, ૪
એક કે' મ્હારો ચોટલો ગૂંથો રે, એક કે' ભેટો લાલ;
એક કે' ચુંબન કરવા દ્યો રે, તેને મુખે અરાડે ગાલ. ૫
એક કે' કરના ચાળા કરિને રે, "નાચો નંદકુમાર,"
એક કે' લાલા ગાઓ તો રે, માંખણ આપૂં બીજી વાર. ૬

કોટે વળગતો કુંવર મ્હારો, છોડવ્યો છૂટે નહીં ૭—"પ્રેમરસ
તે સુત મ્હારો ક્યાં ગયો, ઓ દેવ! હું જાણૌં કહીં ૧ ગીતા"માંથી—
સ્ફાટિક મણીના સ્થંભમાં, પ્રતિબિંબ એનું નિરખતો;
તે સંગ રમવા માટે, હૈયામાં ઘણૂ એ હરખતો ૨
આપે એ માંખણુ હઠ કરી, વળગીને સ્થંભેથી પડે;
ઓ મા! એ ખાતો નથી કહિ, શ્યામ તે માટે રડે. ૩
એક વાર દધિનું પાત્ર ભાગ્યું. વાંક એ એથી થયો;
તે માટ બાંધ્યો ઊખળે, પછિ રાંક થૈ બેશી રહ્યો. ૪
તે મૂખ એનું સાંભરે, રોમાંચ તન મ્હારૂં બળે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, મળે તો બળતર ટળે. ૫

## ૮—"કમળલીલા" માંથી—

રમે રમાપતિ મિત્રને સંગ.
એક મારે-એક અટકાવે ઊભો-એ વિધિ રમતા નાંના રંગ. રમે૦—
મિત્ર જિતે તવ માધવ મરડે, માધવ જિતે તવ મિત્રોનો દાવ;
દયાનો પ્રિતમ એ વિધિ રમતો, હરિ કરે બાળચેષ્ટા તો સાવ. રમે૦—

## ૯—"રાસ પંચધ્યાયી" માંથી—

જુથ બે થયાં, ને પઠણ એ વિધે કરી રે લોલ; મીર આપ આપણી વિષે રે'વું ઠરીરે લોલ. ૨૪૮
વદનું સ્હાંમા સ્હાંમી, નિર કેરી ઝાલકે રે લોલ; મીર ઝીતવી તે મારી છલક છાલકેરે લોલ. ૨૪૯
હદ મેલી પોતાની હઠી પાછું ફરેરે લોલ; આપણે વિદાર એહતે હાર્યું ઠરે રે લોલ. ૨૫૦
એમ સ્હાંમા સ્હાંમી સર્વ જળ ક્રીડા કરેરે લોલ; મીર મ્હેલીને ના કોઇ પાછેરૂ ફરેરે લોલ. ૨૫૧

પનઘટપર હું ને એ મળિયાં, આનંદે કરિ વાતો. ૧૦ — " પત્ર-
આજ રિસાઈ રાણી બેઠાં, જે સુણિ દુઃખી હું થાતો; લીલા "માંથી—
રાધા રિસાઈ, રિસાઇ, રિસાઇ
નંદકુંવર બહુ નેહ કરે પણ, ચાલે નહિં ચતુરાઈ. રાધા રિસાઇ૦—

## ૧૧—તેરમે વર્ષે કરેલી કવિતા—

## કૃષ્ણ-ગોપી સંવાદની પેહેલી મસ્ત સુંદર ગરબી—

આડે કુવા ને નવ વાવડી રે લોલ, સોલસેં પનિહારિની હાર;
મ્હારા વ્હાલાજી હો! હાવાં ન્હેં જાઉં મહિ વેચવા રે લોલ. ટેક.
સોના તે કેરૂ મ્હારૂ બેડલુ રે લોલ, ઉઢેંણિ રત્ન જડાવ. મ્હારા૦—૧
કેંડ મરડિને ઘડો મ્હેં ભર્યો રે લોલ, તુટયો મ્હારો નવસર હાર; ,, ૨
કાંઠે તે ઊભો કાંનજી રે લોલ, ભાઇ મુંને ઘડુલો ચઢાવ. ,, ૩
હું તુંને ઘડુલો ચઢાવું રે લોલ, થાય મ્હારા ઘર કેરિ નાર. ,, ૪
તુજ સરખા ગોવાળિયા રે લોલ, તે તો મ્હારા પ્રાણના આધાર. મ્હારા. ૫
તુજ સરખી ગોવાળણિ રે લોલ, તે તો મ્હારા પગની પેંજાર. ,, ૬
દયાના પ્રિતમ પ્રભુ પાતળા રે લોલ, તે તો મ્હારા પ્રાણના આધાર. ,, ૭

## ૧૨—કવિને માએ આપેલા ઠપકાની ગરબી—

વ્હાલા! ત્હારૂં નિર્લજ ધિટમાં નામ પડ્યું રે, તું તો કાંઇ એક ડાહ્યો થા.
કોણ પુત્રિ પરણાવશે તુજને? દિઠ દેખી લક્ષણ આ રે,
ગુમાનિડા! તું પાધરે પંથે જા૦—૧
પનઘટ ઊપર પાલવ સાહોછો, એ તે કાંહાંનો ન્યાય?
કામનિમાં શું કામ આજેથિ? આ અવિવેક તે શ્યારે? ગુમાનિડા૦—૨

—આ પછી ૧૪ થી ૨૧ વર્ષ સુધીની વયમાં રચેલાં કાવ્યો જોવાનાં છે.—

## ગુ—૨

### કવિની મસ્ત—વિકારી કવિતાઓ—ગુજરાતી વિભાગ.

(૧) ાત્ર ગાવામાંજ સુંદર, મધુર, લાગે એવાં કાવ્યોઃ—

### ૧—ત્રિતાલી ગરબો.

આવો અલબેલા રે વ્હાલા, કહોનિ તમો ક્યાં ગયાતા નંદલાલા? આવો૦—
જગ્ત રહે નહિં જોરે બાંધ્યું, ફાટયું ગગન તે ક્યાં રેહે સાંધ્યું? ,,

### ૨—ગરજીની અરજીની ગરબી

આવો મ્હારે ઘેર માંણવા, જી હો રાજ! આવો મ્હારે૦—ટેક

પ્રેમરસ-પ્યાલા તે પીવા ને પાવા, જોબનમદ તુરીને પલાણવા. જી હો૦—
સર્વ તજે પણ સમો સંભાળે, રસિયા તે પરમાણવા— ,,

૨—હોરિનું પદ-રાગ સારંગ

લોકડિયાં દેખે છે લાલ, આંખોમાં ઊડે ગૂલાલ;
મુખડાની ખાશો ગાળ, આ તે શું કર્યું! ટેક.
શું કરૂં જે આવિ સાંકડે, મ્હારૂં જોર ન ફાવ્યું;
દયા પ્રિતમ મુને કાયર કરીને, તોબા-ખત લખાવ્યું લાલ. આ તે૦—

—(૨) વિકારી પણ સાહિત્યની નજરે વાંચવા લાયક કવિતાઓ—

૪—ચાતુર્યની ગરબી.

વળતાં વ્હાલમાં રે, નચાવ્યાં લલચાવ્યાં લોચન;
પરખી આંખડી રે, હજુ હરિ! મળવાનું છે મન. ૧
કહેજે માતને રે, ગાય એક ખોવાણી છે આજ;
જાઉં છું શોધવા રે" બાંધજે પાંણી પેહેલી પાજ. ૩

૫—કૃષ્ણ-ગોપી સંવાદની ગરબી-રાગ સારંગની હોરીનો—

ગોપી૦— મુજને અડશો માં, આઘા રહો અલબેલા;
છેલા! અડશો માં, આઘા રહો અલબેલા. ટેક.
અંક ભર્યાના સમ ખાઓ તો, અધર તણો રસ પાઉં લાલ;
કાંહાંન કુંવર કાળા છો અડતાં, હું કાળી થૈ જાઉં. મુજને અડશો માં૦-
કૃષ્ણ૦—તું મુજ અડતાં શ્યામ થાશ તો, હું કયમ નહી થાઉં ગોરો?
ફરી મળતાં રંગ અદલાબદલી મુજ મોરો, તુજ તોરો.
માટે વઢશો માં, મળ્યા વિના નહી ચાલે;
વાંમા વઢશો માં, મળ્યા વિના નહીં ચાલે.
ગોપી૦—કાળિ થયાનું કષ્ટ નથી પણ, લગન લોકમાં કરશે લાલ;
લઘુ વયમાં લંછન લાગ્યાથી, બીજો વર કયમ વરશે ? મુજને અડશો માં—
કૃષ્ણ૦—બીજા વરનું કામ કશું છે, હું વર તું વહુ ધન્યા;
જેનું લાંછન તેને વરીયે, એમાં શાંનો અન્યા ? માટે વઢશો માં૦—

૬—ગરબી વિક્રોક્તિનાં-મર્મ વચનની—

રસિયાજી! તમો ક્યાં રમી આવ્યા રાસ? તમારાં નિદ્રા ભરિયાં નેંણ છે જી.
પ્રભુ! કપોળે કજળીનાં નીશાંન, કે ટબકુ તંબોળનું ગાલમાં જી.
અગર ચંદન પ્રભુ રેલાયાં લેલાટ, અવળાં સવળાં આભ્રણ પ્હેરિયાંજી.
પીતાંબર પ્રભુ પલટયાં છે કયાંય? કોનાં ઓઢિ લાવ્યાછો લ્હેરિયાંજી!
દયા પ્રિતમ કરજોડી ખાય સંમ, રાધા તમથિ વ્હાલું કો ન છે રે જી.

(૩) રાગ અને કાવ્ય-ચમત્કાર, બન્નેમાં સરસ એવી કવિતાઓ—

વાંકુ માં જોશો વરણાગિયા. ૭—રાગ
જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાય છે જીરે. વાંકુંમાં ૦-ટેક ગરબી.
નખ શિખ લગી રૂપ રસિક મનોહર,
જ્યાં જોઇએ ત્યાં આંખ ઠરી જાય છે જીરે. વાંકુંમાં ૩
નાસિકાનું મોતી ઝુમી રહયુ છે અધર પર,
તે તો મનડા મ્હારામાં ઝોકાં ખાયછે જીરે. વાંકુંમાં ૪

૮–શોભા સલુંણા શ્યામની, તું જોને સખી ! શોભા સલુંણા૦—ટેક.
કોટી કંદર્પને લજાવે એનું મુખડુ, ફિકી પડેછે કળા કામની. તું જોને સખી૦–
સદગુણ સાગર નટવર નાગર, બલિહારી હું એના નામની. તું જોને સખી૦–
કોટી આભૂષણનું ભૂષણ, સિમા છે એ અભિરામની. તું જોને સખી૦–
ઓળખે તેને એ સાર સરવનું, બીજી વસ્તુ નથી કામની. તું જોને સખી૦–
અનુપમ એ અલબેલો રસિયો, જીવન મુળી દયારામની. તું જોને સખી૦–

કામણ દીસેછે અલબેલા ત્હારી આંખમાં રે, ૯—પદ—
ભોળું ભાંખ માંરે. કામણ દીસેછે૦— ટેક. રાગ સોરઠ
મંદ હસીને ચિતડુ ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું,
અડપડિયાળી આંખે ઝીણું ઝાંખ માંરે. ભોળું ભાંખ માં રે૦ કામણ૦–
નખ શિખ રૂપ ઘણું રઢિયાળુ, લટકુ સઘળુ કામણગાળુ;
ભ્રગુટી મટકાળીમાં ભુરકી નાંખ માંરે. ભોળુ ભાંખ માં રે૦ કામણ૦–
વ્હાલભરી વશકરણી વાંણી, તારૂણીનું મન લેછે તાંણી;
છાંનાં ખંજન રાખ્યાં પંકજ પાંખમાંરે. ભોળુ ભાંખ માં રે૦ કામણ૦–
દયાપ્રતમ નિરખ્યે જે થાયે, તે મેં મુખડે નવ કેહેવાયે;
એ વિનતી આતુરતાની આવડી સાંખ માં રે. ભોળુ ભાંખ માં રે૦ કામ૦–

## ૧૦—ગરબી ૩ જી.

હું શું જાણું જે વ્હાલે, મુજમાં શું દીઠું;
વારે વારે સાંમુ ભાળે, મુખ લાગે મીઠું. હું શું જાણું જે૦—ટેક
જાઉં જળ જમુના ત્યાં, પુંઠે પુંઠે આવે;
વગર બોલાવ્યો વ્હાલો, બેડલું ચઢાવે. હું શું જાણું જે૦—
વઢું તરછોડું તોયે રીસ ન લાવે;
કાંઇ કાંઇ મીષે, મ્હારે ઘેર, આવી બોલાવે. હું શું જાણું જે૦—
દુરથી દેખિને મુને, દોડયો આવે દોટે;
પોતાની માળા કાઢી, અર્પે મારી કોટે. હું શું જાણું જે૦—
એકલડિ દેખે ત્યાં મુને, પાવલે રે લાગે;

રંક થૈને કંઇ કંઇ, મ્હારી પાસે માગે. હું શું જાણું જે—
મુને જ્યાં જ્યાં જાતિ જાણે, ત્યાં એ આગે આવિ ઢંકે;
(બેની) દયાનો પ્રિત્તમ મ્હારો. કેડ ના મૂકે. હું શું જાણું જે૦—

## ૧૧—ગરબી ૪ થી.

રાધે ! તું પ્યારિ બિજું અવર ન કોઇ, જેને જગત મોહ્યું, તેતો તુંને રહ્યો મોહી. રાધે૦–૧
ગોકુળની ગોરિ સહુ એની પૂંઠે ભમે છે, તે રે વ્હાલાને ત્હારી ગાળો ગમે છે. ,, ૨
વ્રજવાંમા સહુને એ નાક ઘસાવે, તે રે વ્હાલો ત્હારે ઘેર વણ તેડ્યો આવે. ,, ૩
હું પણ જાણું એનું મળવું તે ક્યાંથી, ક્ષણું એક અળગો ન થાય ત્હારે ત્યાંથી. ,, ૪
તેં વશ કીધો રાધે ! દયાનો પ્રભૂજી, હું નવ જાણું જે તેં, કંઈ ગોર પૂજી. ,, ૫

## ૧૨—સાસુ વહુના સંવાદની ગરબીઓ.

(૧) શિખ સાસુજી દેછે રે, કે વહુજી રોહો ઢંગે,
આવડો શો આસંગો રે, સામળીઆની સંગે.
વાટે ને ઘાટે રે, વળગો છો વાતે,
કહ્યું કોઇનું ના માનું રે, દીઠું મેં મ્હારી જાતે.
વહુવારૂ માણસ રે, ડાહ્યાં બહુ થાશો માં,
જળ ભરવા એકલડાં રે, આજ પછી જાશો માં.
ચતુરાઇઓ તમારી રે, સરવે હું જાણું છું,
કો દહાડો નથિ કેહેતી રે, આજ મુખે આણું છું.
સાસરીયામાં રેહેવું રે, ત્યારે એમ નવ કરીયે,
તમો તો થયાં નિરલજ રે, અમો લાજી મરીયે.
હું તો મુખ ઉપર કહુંછું રે, લોકો પુંઠળ કેહેછે;
અડોશીને પડોશી રે, મસે× મ્હેણાં દેછે.

(૨) એવાં વચન સુંણીને રે, વધાં વળતાં વહુજી.
ગંગાજળ સરખાં રે, સાંભળો સાસુજી.
જેના મનમાં જેવું રે, તેવું તે સહુને દેખે,
સારાં ને નરતાં સૌને રે, પોતા સરિખાં પેખે.
કોહોછો તેવાં હોશો રે, ત્યારે એમ સૂઝેછે,
દોષ હરીમાં શો દીઠો રે, જેને જગ પૂજેછે.
હાવાં વાંક નહિં માહારો રે, કહુંછું કલા પૂંઠી,
એમાં કાંઈ નથી સાચું રે, એ જુગતી સરવે જૂઠી.
જેમ ખુંદી ખમુછું રે, નચાવી જ્યમ નાચું.

× "મસે"ના બે અર્થ છે ૧. તો–ઘણાં–અને બીજો–વાત કરવાને બ્હાને.

તોયે પુંઠ ના મેલો રે, ત્યારે જાઓ છે સાચું.
મન ભાવે તો બોલજો રે, સ્હેવાય તો સહી રેહેજો;
ચાલે તે કરજો રે, ગમે તેવું કેહેજો.
તમારા કહ્યા ઊપર રે, હાવાં મ્હારે એ કરવું,
દયાનો પ્રભુ ભજવો રે, ક્રોધ થકી નહીં ડરવું.

**હિંદી વિભાગ**—( ૧ ) માત્ર ગાવામાંજ સુંદર, મનહર લાગે એવાં કાવ્યો.

**૧૩—પદ—રાગ કુંમરી.**

બંસિ બાજી, સો મેરે મન બસ ગઇરે; લેજા લેજા બિરજકે બંગલેમેં. બંસિ૦—

**૧૪—ખમાયચી હોરી.**

બસંત બિહારી મન લે ગયો હો, હોરિકો રસ રસીયો લે ગયો હો. બસંત૦—

**૧૫—પદ—રાગ બેહાગ.**

નગર સબ સોવે હે, બિરહિનિ બૈઠી રોઉં આલી. ટેક.
બિરહ દરદકી અકથ કહાંની, જાને જો બિતતી હોવેરે. ... ... નગર૦—

**૧૬—પદ.**

બનમેં ગુજરિયાં લૂંટી, અહીરિયાં લૂંટી; લૂંટી લૂંટી મદન ગોપાલ,... બનમેં૦—
જાકો જાય સો સબ કોઉ રોવે, યાતેં ભઈ હું ખુશાલ. ... ... „ ૩

**૧૭—પદ—રાગ મલ્હાર.**

મેં તો મેરો જોબન, દિયો નંદલાલકું; દિયો નંદલાલકું, વે સાંવરે ગોપાલકું—મેંતો૦
દયાકો પ્રિતમ પ્યારો, પ્રેમરસ ભોગી; કોઉ ન જાંને વાકો. અદ્‌ભુત ખ્યાલકું મેંતો૦—

(૨) વિકારી પણ સાહિત્યની નજરે વાંચવા લાયક કવિતાઓ–

**૧૮—પદ રાગ લલિત.**

જોબન રસ ઝલકાય, રસિયા રોપ તજોજી;
પ્યારે સુખકિ બ્હાર બેહે જાય. રસિયા૦—ટેક
(સાખી) તુમ મધુકર હમ કેતકી, સદા બન્યો સંજોગ;
કંટક દોષ બિચારિયે, તો કૈસે બને (વહ યોગ) રસિયા૦–૧

**૧૯—ભૈરવી ગત અદ્દાની**

મોહે બાંકે નેન ખંજરસેં લગાય ગયોરી૦ ટેક.
કારે કહું મોંસો કહત ન આવે, મોકું અજબ અદા દરસાય ગયો રી. મોહે૦–
મિઠિ મિઠિ બતિયાં કહત ચિત ચોર્યો, લાલ મોહે લટુસિ બનાય ગયો રી. મોહે૦–
દયાકે પ્રિતમ તોરિ મોહનિસિં મૂરત, સો મેરે હદય કમલમેં સમાય ગયોરી. „

**૨૦—પદ રાગ કેરબો.**

જાંનિ હમારા, ઓર તુમ્હારા ક્યા ? દિલકા દોપટા બિછાય દિયા. ટેક

એક પ્રાન તન દો દેખનમેં, જહાંન જહાંલે રહયા ન હકયા. જાંનિ૦-૧
આશુક માશુક દોનોં પરસ્પર, મુખ દેખેનેં જહાંન ટિક્યા. ,, ૨
દયા પ્રિતમ ! તુંમ મેરે-મેં તુમરી, દિલ દોનોંકા છબમેં છકયા. ,, ૩

## ૨૧—પદ-રાગ ભૈરવી.

પતિયાં પઠાઉં કોઉ મધુપુર જાય, કોઉરે બતાઓ, પિયુ ખબર પ્હોંચાય પતિયાં૦-ટેક
(સાખી) તુમરી હમરી યોં બની, જૈસી મિરચ બરાસ;
મિરચ બિના ન બરાસ રેહે, મિરચ બરાસ ન પ્યાસ. ,, ૧
હમકું પ્યારે આપ હો, આપેં કુબજા પૂર;
જયોં મધુકર પંકજ પ્રિયે, પંકજકૂં પ્રિય સૂર. ,, ૨

પ્યારિ તેરિ સારી બસંતિ બની હે, દેખી પ્રસન ભયે ગિરિધર પીય;
જરી કિનારી, મોર પરે પલ્લવ, રંગકી ચટક ઘની હે. તેરિ સારી૦ ૧
તૂં અલબેલિ રસિકબર બાલમ, ત્રિભુવન મુકુટમની હે. ,, ૨

**૨૨-પદ. રાગ હોરી.**

(૩) **રાગ અને કાવ્ય ચમત્કાર** બંને માં સરસ એવી કવિતાઓ.

૨૩ ( નાથ કૈસે ગજકો બંધ છોડાયો. )—એ રાહનું પદ.— **કાફી-રાગ-ની હોરી.**
જૂઠી ચોરિ લગાઇ, મેયા ! મેહે જૂઠી ચોરી૦—ટેક
કછુ કછુ યાકિ મેં ગોન નહીં દોહૂ, તાતે એ ધૂત મચાઇ;
યાકે જિયાકી તૂં નહિં સમુઝત, મેં સમઝૂં મોરિ માઇ.—મૈયા૦
ચલી પરસ્પર મેં ના માની, હ્દય કછુ મુખ કછુ ગાઇ;
દયા પ્રિતમ ગોપી ચિત ચિયકો, લખી મેહેરી મુસકાઇ. મેયા૦—

## ૨૪—હોરીનું પદ—રાગ હાલેરો.

કૈસે હોરી ખેલો પીયાજીરે, આજ મોકું જીતો તો જાઉં બલીહારી.
લલાજીરે, કૈસે હોરી ખેલો૦—
કાલ અચાનક તુમ જીત ગયે, હમ જાંને નહીં ગીરીધારી;
અબકે આઓ તો મરદ કહુ લાલા, એસી મારૂં પીચકારી. પીયાજીરે૦—
માર ગુલાલકે બ્હાવરે બના દઉં, તો મેં ખરી બ્રિજનારી,
આંખ આંજ ચોરી સારી પ્હેનાયકે મેં, દુસરી બનાઉં રાધા પ્યારી. પી૦—
ફગુઆ:કે પલટે બંસી છીનાય લઉં, હાંરે કેહેવાઉં બનવારી;
તબ અપને મુખસેં કહોરી દયા પ્રીતમ, જીતી હે ભાન દુલારી. પીયાજીરે૦—

## ૨૫—હોરી. રાગ આશાવરી.

નંદ મેહેરજુકે મ્હેલ મચી ધુંમ, રસિયોજુ ખેલે હોરી. ટેક૦

*મલન માર મચ્યો હેં પરસ્પર, મોહન ભાનું કિશોરી;
બસે નિરંતર દયા કે દ્રગનમે, રસ કે મન યહ જોરી. રસિયોજી૦-

## ૨૬—ઇશ્કની લાવણી.

ઇશ્કકે મ્હેલ મન ધસો કોઇ, દુરદિતે બલા હે; અંતર ઝાલ અગનકીજી.
બડે શયાને પંડિત દિવાને, જુઝે ન દેશ અપના;
એસિ હે રીત લગનકીજી૦-
( ધોંસા ) પ્રેમ કે પંથ નહીં પરના, પરે મરનેમેં નહીં ડરના;
લાજકા ઝઝ ડુબા દેના, જહાંનમેં બદનામી લેના;
લગન લગ પીઊ પચ મરિયે. ન છૂટે નિશદિન જિય જરિયે.
સોહુ બ્યાજ શક્તિ લાગી, દયા લગી હરિપેં, બડ ભાગીજી-૨૮ તુંડી તુંડી.
આ પછી, કુદ્રષ્ટિ, તેમાંથી લેવાનો બોધ, ડાકોરમાં ગાયેલી કવિતાઓ, અને
શ્રીનાથજીમાં રહીને કરેલાં કાવ્યો વાંચવાનાં છે.

## પ્રકરણ. ૩—દિઅ ગની કવિતાઓ—

૧ મન ધરાતા સુધી બન્ને દેવ દૂતોને લડાવી મારી કડી ૧૦માં કવિશ્રી " હનુમાન ગ-
ગાય છે કે—એ વાણીવીલાસ કર્યો, મ્હેં નથિ નિંદા ઉચ્ચારી, રૂડસંવાદ"ની
ઊપર અવગુ ભાસે, અંતર જોતાં સ્તુતિ ભારી; લાવણી"માંથી—
ઉપાસનાની ટેક બનાવી. નથિ ગાયું અવગુ.........વિગેરે, વિગેરે.

૨ બીજા કવિઓ આખ્યાન કાવ્યોના વિભાગને "કડવું" કહે છે, ત્યારે કવિ દયારામ
તેને "મીડું" નામ આપે છે —જુઓ "રૂકિમણી વિવાહમ.—

૩ * તેડાવો સાઠોદરી નાત— સાઠોદરી નાતના

સાઠોદરા હળવુ શું બોલે, વરણાગીમાં હીંડતાં ડોલે—૨૩ " ગીત સં-
તેડાવો વડનગરીરે નાત— ગ્રહ " માંથી—
વડનગરીનો વાંકો અંબોડો એના પરણ્યાને ચડવાને ઘોડો— ૨૪
તેડાવો વિસલનગરીનાત—
છુટાં લટિયાં ને વીલાંશાં મ્હોંય, વીસલનગરા હોય કે ન્હોય ! ૨૫
તેડાવો ઔદિચ્ય બાવનવીર—જેણે મોઝયણે પ્હેરાવ્યાં ચીર,

---

* ગામ પરગામમાં, જમીને ઘેર જતી નાતોની ખાસિયતોના નિરીક્ષણ પછી રચાયલુ આ નાતોના આંમંત્રણનું ગીત કડી ૨૩ સાથે ૨૭—૩૪ અને ૩૬ સરખાવતાં એક સરખી પદ્ધતિના દોષવાળુ જણાશે. એ ખામી કવિની કે નકલ કરનારની, તે હાલ ૧૫૦ વરસે ચોકસ કહેવાય નહીં; પણ છે તે સ્થિતિમાંએ તે સુલલિત રીતે ગાવાને હરકત પડતી નથી એ, તેની ખાસ ખુબી છે.

૧૭ ન્હાની હોય ત્યારે પ્હેરાવે વાડી, મ્હોટી થાય ત્યારે મૂકે કાઢી.- ૨૭
તેડાવો રે મોઢ મેવાડા, નાત ન્હાની ને જુવા જુવા પાડા,
તેડાવો એ દાંણું કાદાંણું, જેની નાતમાં સરવે સમાણું-૨૯
તેડાવો ઓસવાળની રેનાત-
ઓસવાળ આછી પછેડી રે ઓડે, ચૌટે બેશી ચોળાફળી ફોલે-૩૦
તેડાવો **દિશાવાળની નાત-**
દિશાવાળની નાત લાડકડી, જમવા જાય ને ચોરે વાડકડી-૩૨
તેડાવો સોનીની રે નાત-
**સોની ગંઢિયાંણું એક વાલ ચોરે,** સગી બેન ભાણેજ ન મ્હેલે-૩૩
તેડાવો **ખડાયતા** ખડખડતા-ખભે ખડિયા ને હીંડે રઝળતા,-૩૪
તેડાવો **પાટિદારની નાત**-ચોરે બેસેને પટેલ કહેવાય, ઘેર કોદરી વાલ બફાય-૩૫
તેડાવો કડિયાની રે નાત-જેણે ઊંચા ચણ્યા રે અવાસ-

---

૪ **અશ્વ ચઢીને ખાંધે રે ખડિયો,** કોઈ શામાટે વહે છે? **"દયારામ**
વાહનને શો વિરામ તેથી! મુર્ખપણે દુઃખ સેહે છે. **કાવ્યસુધા"**
શિદ કરે સોચનારે, છે શિર શ્રીજી સરખા સ્વામી, માંથી—
મહા કૃપાળ જનવત્સલ સમરથ, ઇશ્વર અંતરયામી-શિદકરે૦-

## પ્રકરણ ૪.—(૧) સંગીત કાવ્યોમાંથી.

૧-વ્હાલો મ્હારો કુંજમાં વ્હાય છે વાંસળિ રે લોલ, **ગરબી ૧.—**
નાદે વેધિ છે મ્હારી પાંસળી રે લોલ. ૧
શામળો સાગર ઉલ્લાસનો રે લોલ. પ્રાણ જિવન દયા દાસનો રે લોલ.

૨—ગરબે રમવાને ગોરી નીસર્યા રે લોલ, **ગરબી ૨.—**
રાધિકા રંગીલી અભિરામા વ્રિજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. રાધિકા રંગીલી૦-
સંગે સાહેલી બિજી છે ઘણી રે લોલ,
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ;
ગિડ ગિડ તાંમ, છુમ છુમ છુમ છુમ, બાજે ઘૂઘરા રે લોલ. તાળીદેતાં૦-
લોલ કેહેતાં અરૂણ અધર ઓપતા રે લોલ,
લટકે નમી મેળવે સહુ માન, વ્રજવાસણી રે લોલ:
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂંમખાં રે લોલ. ગીડ ગીડ તાંમ૦-

ગરબો જોવાને ગિરિધર આવીયા રે લોલ,
દાસ દયો ગઇ થયો નિહાલ વ્રીજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ગીડ ગીડ તામ૦-
શોભા બની એ વૃંદાવનમાં રે લોલ,
તાલ સ્વરે મળી કરે ગાન વ્રિજવાસણી રે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ગીડ ગીડ તામ૦-

## ૩-બંસિની તાલાવેલીનું પદ.

જે સૈયાં સાંવરે બંસી બજેયાં. બંસી બજેયાં, મોરલિ અધર ધરેયાં. જે સૈયાં-
જન ગ્રાસ મોહિ કલ ન પરત હે, સુનત સુનત્ મેરી સુધ બિસરૈયાં. ,,
બડાવરિ ફિરૂં મેરા બસ નહિં જિયરા, દોડોતિ ચલી છાંડિ બાલ બછુરિયાં. ,,
શરદકી રેનમં ગરદ મોહનલાલા, કિધટ શબ્દ! "રાધે-રાધે" બુલેયાં. ,,
વૃંદાબનમેં રાસ રચ્યો હે, તાલ મૃંદગ થનકાર તા થૈયાં. ,,
સોલ સહસ્ત્ર વ્રજકી વ્રજનારી. દો સખિ બિચ કૃષ્ણ સ્વરૂપ ધરૈયાં. ,,
સબ સખિયનકું બહુત સુખ દીનો, ખટ રે માસકિ નિશા રે બનેયાં. ,,
દયાકે પ્રિતમ તોરિ માધુરિસિ મૂરત, જુગલરૂપ પર જાઉં રે બલેયાં. ,,

(૨) પરભાષાની કવિતાઓમાંથી.—**૪ મારવાડી ભાષાનું પદ.**

થારિ નથડારો મોતી ઝૂમણુ લળકે છે૦—ટેક.
દેખી મોચો છે બ્રિજમોહન પ્યારો, ચુંભ્યો કલેજામેં સલકે છે. થારી૦-
બાન દુલારિ થારા મુખરી શોભા, ચંદન સરસ ઘની ચલકે છે. થારી૦-
કહી ના શકે દયો વે બાંનક જબ, મંદ મધુરો મુખ મલકે છે, થારી૦-

**૫-મરાઠી ભાષાનું પદ.**

કૃષ્ણ તું માઝા યજમાન, શ્રીકૃષ્ણ તું માઝા યજમાન૦—ટેક.
દિન મી યાચક યાચના કરીતો. કરા કૃપેચા દાન. કૃષ્ણ૦—
સહજ કૃપાળુ નામ આહે તુજ, નિયમ કરીતો ગાન કૃષ્ણ૦—
મજકડે સાધન કિંચિત નાહી, ભક્તિ સુવ્રુતિ. જ્ઞાન. કૃષ્ણ૦—
દયા દયાવર એવડિ કરાવી, ભજન ગુણામૃત પાન. કૃષ્ણ૦—

**૬-હિંદી ભાષાનું પદ,**

શ્રીકૃષ્ણ હમારા પ્યારા, ગોપાલ હમારા પ્યારા, સબ સિરદારા. શ્રી કૃષ્ણ૦
અગનિત અંડકે કરનેવારા, પાલન પોખન ફિર નિસ્તારા;
સબમેં ઓર સબનતેં ન્યારા, કોઉ ન પાવત જિનકો પારા. ,,
મોરમુકુટ પીતાંબરધારા, મદન મનોહર મોરલીવારા;
નખ શિખ નટવર રૂપ અપારા, ત્રિલોક સુંદર ભવસિનગારા. ,,

પ્રપન્ન પારિજાત દુઃખહારા, અધમ ઉદ્ધારન દિન ઉદ્ધારા.
અનન્ય ભક્તકે તારનવારા, સબ સુખદાયક અતિ ઉદારા ,,
લલિત ત્રિભંગી નંદકુમારા, રાધાજી હે જિનકી દારા:
નિત બ્રિંદાબન કરત બિહારા, જાન દયારામ ઉરહારા. ,,

**૭-પંજાબી પદ—રાગ ખમાયચી**

જિંદડી તું સાંડે ના લગી માંડે પ્યારે,
લગી માંડે પ્યારે. મારો ભલા બંસિ વાલે. જિંદડી૦—ટેક.
નંદ દે સાંવલડે તેંડા હુસ્નપેં મોહી, નેંનદી તાકાંને મોરી પુસુરિયાં પ્રોઈ;
સારી જાંન દેદાં યારો તુજસાં ન કો. જિંદડી૦—૧

**૮—દાણ ચાતુરીના ગરબામાંથી.**

મારગ મૂકોની કહુંછું કાં'ના! કયારની જો.
રોકી રાખી છે મુને તે કોણ વારની જો. મારગ૦—ટેક.
જેમ તેમ કહ્યું કોનું હદે નવ આંણીયે જો.
દ્રષ્ટે દેખિયે પણ વિચારે પ્રમાંણિયે જો. ,,
બુદ્ધિ પ્રમાણે વચન સહુ પડે બડી જો.
દુઃખ માંનિયે ન-બીજું લાવે કયાં થકી જો? ,,

**૯—ચાતુરિનાં ગરબામાંથી.**

ખરિ મેહેનતનું દ્રવ્ય જોડીયે, નીચ નજર ના કરીયેજી.
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી નો ડરીયે. શીક્ષા શાંણાને૦—
કરજ કાઢિને ખરચ ન કરિયે, દાિ ન સહિયે દુઃખજી:
જેવી સંપત તેવું ભોજન, સદા પાંમીયે સૂખ. શીક્ષા૦—
આપ વખાંણ અવરની નિંદા, પરપત્નીશું હાસ્યજી:
અતિ બાત્રણ કટુ જીભ ચલાવ્યે મોટાપણાનો નાશ. શીક્ષા૦—
સુખ આવ્યે છાકી નવ જઈએ, દુઃખ આવે નવ ડરીયેજી,
આપણથી અધિકાંને જોઈને ગરવ કલેશને હરીયે. શીક્ષા૦—
લોભીજન ધનવડે સાધિએ. ગરવી જોડી પાંણજી,
મૂરખનું મન ગમતું કરિએ, પંડિત સાચી વાણ. શીક્ષા૦—

## પ્રકરણ ૫.

સાત વરસની બીજી યાત્રામાં કવિને લુંટારા પકડીને કેદ કરે છે; ત્યાં કેદમાં કરેલી પ્રભુ પ્રાર્થનાનું પદ વાંચવાનું છે. તે પછી—

**શ્રી દયારામ કાવ્ય મણિરત્નમાળા ભાગ ૧ માંથી. ગરબી.**

હાં પ્રિય બ્હેની? હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે;
જગમાં જનમી, હરિ-સ્વરૂપ જાંણ્યેથી ભવનો પાર છે. ટેક.

પૂર્વે જો મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી.
શ્રેષ્ઠ જ્ઞાન પ્રપંચને વીસારી૦ હો પ્રિય બ્હેની !૦— ૧
વિષયાપે વિદ્યા જો ધારી, વરિ ચંદ્રહાસને ઊગારી;
અને જો વળી રૂક્મિણી જાણનારી૦ હો પ્રિય ભગિની !૦— ૩
ધન્ય ભક્તિવંત મીરાંબાઇ જેણે અનન્ય ભજ્યા શ્રી વ્રજરાઈ;
જે દ્વારિકાંધીશમાં સમ્માઇ. હો પ્રિય ભગિની !૦— ૪
એવિ અગણિત સતિ કૃતિન ન્યાળી, સાચું સુખ લેવું મોહને ટાળી;
ગુણવંતિ થશો અતિ ભાગ્યશાળી—હો પ્રિય બ્હેની !૦— ૯
જ્ઞાની પ્રેમ જેનો પ્રભુશું લાગે, તો તો સર્વે દુઃખ સ્હેજે ભાગે,
દયો કરગરિ કૃષ્ણ પાસે માગે—હો પ્રિય બ્હેની !૦— ૧૦

રૂક્મિણીએ લખેલો પત્ર શ્રીકૃષ્ણ વાંચે છે— (રાગ મીડુ)—૨-"**રૂક્મિણી**
ત્રિભુવન નાથ ! અનાથના બંધુ ! સમ્રથ ચતુર ચિંતામણી રે, **વિવ્હામાંથી,**"
કુંદનપુર થકિ લખિનંગ તમ પદ, પંકજ કિંકરી રૂક્મિણી રે. ૩૧
અપરંચ એજ લખ્યા કારણ છે, સદગુણનિધિ મ્હેં સુણ્યા હરી રે,
તે થકી ચિત મ્હારૂં તમમાં લોભાણું, મન થકી તમને હું વરી રે. ૩૩
માટે સો વાતની એકજ કહું છું, આવ્યે સમે રખે ચૂકતા રે;
આ સિંહનો ભાગ શિયાળ ના પામે, જો જો આળસ ઉર લાવતા રે. ૩૬—૩૭

÷ ÷ ÷

ત્રણ મીડે શ્રી રૂક્મિણિ હરણ કથ્યું, એકસો પંદર પદ સાર, ૩- મીડું
શ્રી ભાગવત અનુસારે સંક્ષેપે કર્યું, છે મહિમા એનો અપાર. ત્રીજું.
બોલો બોલો શ્રી રૂક્મિણી નાથની૦—

### ૪-" સત્યભામા વિવાહ " માંથી રાગ ( ઘોળ. )

રમતાં સિંહ મળ્યો એક વાટેરે, અશ્વ સહિત હણ્યો મણી માટેરે;
સિંહ મણિ લઇ ત્યાં થકિ ચાલ્યો રે, તેને જાંબુવાંને આવિ ઝાલ્યો રે.
રીંછ રાજે હણ્યો સિંહ હામે રે, મણિ લઇ ગયો તે નિજ ધામે રે.

× × ×

ચાલે સર્વે ચતુરાઇથી રે, વરની સાથે સાબેલાની હાર; ૫—વરઘોડાના
હસ્તિ ઘોડા પાલખી, આગળ ભૂપતિ ચાલે અપાર; ઘોળ માંથી
વરઘોડો દ્વારિકેશનો જુઓ જુઓ રે જગતના લોક;

× × ×

વૈભવ વિઠ્ઠલેશનો૦--

જ્ઞાતિ ભોજનનાં ધોળમાંથી--

સદન સત્રાજિતનો સાહેનારે, સુભગે ગારવ ન્હોતરૂં ઘેર;
વિનય વિવેકે કહાવ્યું વસુદેવને રે, આજ કરજો અમ ઊપર મહેર. સદન૦--
ચોકી ચારૂ પર શ્રી વરરાજને રે, પ્રીતે મૂક્યા છે પ્રીસણહાર;
કનકની થાળ માંહે મણી જડી રે, તેની સંગે વાટકડા બે ચાર--૦ ,,
થાળમા જડિત વાડકી રે, ચારે મેર ચમચા છે ચાર;
ગોમતી જળ ભર્યું પાત્ર સોહામણું રે, પાસે મૂક્યુ છે દેવ મોરાર. ,,
એમ સર્વને કટોરાને થાળિયો રે, જ્યાં જોઇએ ત્યાં હેમનું હેમ;
પ્રિસણ ચાલ્યું હાવાં શાક-પાકનું રે, કૈંએક વરણવું હું ધરી પ્રેમ. ,,

પછી આ કડી ૧૨ થી ૩૧ સુધીનો પરમ સુંદર વાચવા લાયક ભાગ આવે છે. )

તે પછી બત્રીસમે વર્ષે લગ્નની પાડેલી ના વિષેની કવિતાઓ,

વાંસલડીની ગરબી, ગવૈયાના ગર્વ ખંડનનું પદ, કવિની સખી ભાવની કવિતાઓ, નિંદા કરનારને જવાબની ગરબી, રતનબાઇના પ્રથમ મેળાપને લગતી ગરબી; અને દ્વારિકાંધિશનું પ્રભાતિયું વાંચવાનું છે.

**૭-૪૦ વર્ષની વયે લખીને ગોકુળના મંદીરમાં ગાયેલું પદ રાગ-ભેરવા.**

કહાં લગી બરનું મેં આપ બડાઇ, તુંમસે તુમ હો ગોકુલરાઇ. ટેક.
મેરી ચૂકકો અંત નહીં-પ્રભુ, તુમરિ ક્ષમા કોઉ પાર ન પાઇ. કહાં૦-
અનુચિત કરમ કરતહું મેં નિશદિન, તાપર તુમ મોહે દેત ભલાઇ. કહાં૦-
જો જો બિધી જનકું સુખ હોવત, સો બિધિ બરદ ધરત હિત લ્યાઇ. કહાં૦-
તુંમ નિજ જાંનિ દયાકો લડાવત, દયો નમન કરી બલ બલ જાઇ. કહાં૦-

## પ્રકરણ ૬.

### " શ્રી વૃંદાવન વિલાસ " ના કટાવમાંથી.

પ્રથમ કડીમાં વૃંદાવનનું તથા ત્યાંનાં નાના પ્રકારનાં વૃક્ષોનું વર્ણન આવેછે પછી બીજી કડીમાં રંગ બેરંગી પશુ પક્ષીઓ વિશે બોલતાં કવિ કહે છે કે—

" તસ શબ્દ કરત, રવ મધુર મધુર, અતિ જલજ થલજ જલ, મિલિત લલિત,
સિતલ મંદ સુગંધ હરત દુખ, ત્રિવિધ પવન મન હરન કરત,
ઇત શ્રીયમુના ગંભિર નીર, શુચિ વહત પ્રેમ, ભરિ લલિત લહરી.
દુહુ તિર રૂચીર જ્યાં, જગમગાત લતા લલિત, ભરિ ફૂલિ ઝુલી.
કુમુદ મધુપ મકરંદ મત્ત રસ, ગાન કરત. જહાં સ્નાન કરત,
તુલસિવૃંદ, બાહા સુગંધિ અકથિત, શોભા ચિંતિત,

ચિત લલચેયેં, પ્રબિન સુંદરી, નખસિખ સુંદર, તરૂનિ મનોહર,
શ્રી બ્રિજરાજકે ચરન કમલ સિર નૈંયે.

÷ ÷ ÷

**૨–" સતસૈયા " માંથી દુહા.**

બડે નામતેં કા ભયો, કાજ બડો નહિં હોત;
કહે અરક સબ આકકું, પેં ન હોત ઉદ્યોત. ૩૭૬
નામ બડો નહૈં સુગુન બડ, કરે પ્રનતકો ન્યાલ;
કા ગુપાલ ? ઇક નંદ સુત ! ઔર ન ગોપગુપાલ !' ૫૦૭
પ્યારે મોકોં તિર દિહુ, પેં નહિં દેહુ કમાન;
કમાન લાગત તીર સમ, તીર લગત પ્રિયપ્રાન. ૮૭
ટર્યો તાપ, બરખે હરખ, ખિલ્યો અમલ મુખચંદ;
રતી બઢી, દલિ કંજસોં, તીહિય, બેલિ રંગરસ કંદ. ૨૦૫
ધન્ય રતી તેરી કૃતિ, હિય રાધા, મુખ શ્યામ;
અનુરાગી લહી રતિ પતિ, રતિ કરી કર દામ. ૨૬૩
આ નટ, નાયક લલિત, શ્રી, સારિંગ પાંની કહાંન;
જાહિ ગૌરિશંકર ભજે, જદપિ રૂપ કલ્યાણુ. ૨૭૬
ગિરિ નિવાસ, માધો, પ્રિયે, નિકટ ત્રિયા જિત કામ;
નીલકંઠ બિન કાંન અસ, લાલ કાલ છ બધામ. ૨૮૨
મેં ન રિપુસોં રતિ કરી, મેં ન તાતસોં તોરી;
કૈસો સમુઝો નહિં કછુ, તો સિરપેં બડ બોરી. ૨૮૭

÷ ÷ ÷

**૩—રસિક વલ્લભ માંથી.**

જેની ન કોઇ બરાબરી, તો અધિક ક્યાંથી હોય;
જન દયા પ્રિતમ તેજ, પરમેશ્વર ન–બીજો કોય.
હાલે ન દળ ઓછું અધિક તો, બીજું કંઇ ક્યમ થાય;
છે વાયુ બળિયો અતિ ઘણો, પણ રૂચિ પ્રમાણે વાય.
જઠરાગ્ની બાળે અદાર માત્ર ? ન દહે ક્યમ પળ ચર્મ.
પણ થરથરે તે થકી બાકી, સહુ દહ્યાનો ધર્મ.
જળ અગ્યે અગ્નિ ના બચે, છે સદા સઘળે રીત;
દધિ દુખદ વડવાનળ ન બુઝવી, શકે જે પ્રભુ બીન.
જે સમય ઘન દૃષ્ટિ જ્યહાં, જેટલી હરિ રૂચિ હોય;
તે પ્રમાણે સુરપતિ કરે, ન કરે તદા જન રોય.
સહુ જગતને ભય કાળનો, કાળને ભય ભગવંત;
જન દયાપ્રિતમ તેજ નિર્ભય. એક બીજા સંત.

સર્વ પ્રાણી ઊપર દયા, આણવો નહીં કોઇનો દોશ,
વશ કરવી ઇંદ્રી સહુ, યદીચ્છા લાભ સંતોશ;
સંતોશ ધરિ વદવી સત્ય વાણી, દ્રઢ આશ્રે પ્રભુ દિનતા આંણી,
દુષ્ટ સંગતથી રેહેવું દૂર, વસવું સદા હરિજનની હજૂર.
સેવો શ્રીકૃશ્ન કૃપાળ૦— ૬૨

૪–"ભક્તિ પોશણ"માંથી–રાગ ચંદ્રાવળા.

ગુણની ઊપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ,
પણ અવગુણ સ્હાંમો ગુણ કરે, તે મ્હોટા હરીના દાસ;
દાસ–દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ, તે અધિક દેખાડે,
સાગર લાંછન વિખ શિવ પીધું, શશિધર પ્રગટ લલાટે લીધું.
સેવો શ્રીકૃશ્ન કૃપાળ૦— ૬૫

---

સો મણ તલથી શું સર્યું? રહ્યું અંધારૂ ઘોર૦—

૫–"પ્રબોધ બાવની"માંથી–રાગ કુંડળિયા.

રહ્યું અંધારૂ ઘોર, ચતુરદશ વિદ્યા ભણિયો,
ગાનકળા, રતિકળા, શૂરપણે અગ્રણિયો;
કરણ પ્રબોધ પ્રવીણ, સકળ ગુણસાગર ચાતુર,
રૂપવંત, કવિ, અમર, દયા—સહુ જોવા આતુર;
આતુર થઇ ફળ સર્વનું, ભજ્યા ન નંદકિશોર,
સો મણ તલથી શું સર્યું? રહ્યું અંધારૂ ઘોર. ૧૩

---

જો મુખસો બાંસુરિ, બજાઇ રાસ મંડલમેં,
જો મુખ અધરામૃત સર્વસ્વ ગોપિ કેરો હે;
જો મુખસોં ગુહ્ય બાત કરો રાધા પ્યારિ સંગ,
જો મુખ રસપાન રસિક જંનકે ઘનેરો હે;
જો મુખમેં બિશ્વરૂપ માતાકોં દિખાયો નાથ!
જો મુખ બરદાન દિને, સતત આપ ચેરો હે;
સો મુખારબિંદસોં શ્રી કૃશ્નચંદ્ર! એક બેર,
કરના કરિ કહિયે પ્રભો! દાસ દયો મેરો હે. ૭૮

૬–"રસિક રંજન"પ્રકરણ ૭ માંથી કવિત નંબર–૭૮.

---

**૭–"ષડ્ઋતુ વર્ણન" માંથી M. A. ની પરિક્ષામાં સને ૧૯૦૨ માં પુછેલો પ્રશ્ન. હેમંત ઋતુના વર્ણનને લગતા "ધોળ" માંથી–**

વૃદ્ધિ પામિ વિભાવરી, દુર્બળ થયો દીન; ચિંતા મ્હને ચક્રવાકિને, જગ–જુગ સુખ પીન.
આજ કરું શું અંગીકડી, દીકડી નથી દેહ? અંતર આગ્ય શું નીઠડી, નાથે સાંખ્યો શું નેહ?

ગોવરધનના શિખર સુભગપર, ફૂલ્યાં કુસુમ પલાશ; ૮–"સારા
સહજ સુરત સુખ દે સંયોગિને, વિરહીને તે કરે ઉદાશ. ૧૦૪૩ વલિ "
પુહુપ પરાગ પરસે મધુકર ગણ, મત્ત કરે ગુંજાર; માંથી—
જાણે કામિજન દેખી યુવતિ, વિષયાસક્ત અપાર. ૧૦૪૪
એવે મધુપ એક ત્યાં જોયો, ચરણમાંહિ લપટાયો;
તેને જોઇ, ઉદ્ધવ સાથે બોલે બાળા-વાહાયો ! ૫૬૫
રે રે મધુપ ! દીનના બંધુ, ચરણ સ્પર્શ તુજ કરતાં;
પ્રિયા અંક કુંકુંમ કર રાતા, ડરે કો ન અનુસરતાં. ૫૬૬
વિપિન વિપિન વિલોકિ વિવિધ વન. મંડિત કુસુમિત કુંજ;
જાણે હેમ મંડપિકા મુખ રિતિ, કલ્પલતા રસ પુંજ. ૧૦૪૫
ઉત શ્યામ, ઇતિ સખા-મંડલિ, ઉત હરિ, ઇત વ્રજ નાર;
જાણે તામરસ પારસ ખેલે, મળિ મધુકર ગુંજાર. ૧૦૪૯
સારંગ ઊપર સારંગ રાજિત, સારંગ શબ્દ સુણાવે;
સારંગ જોઇ સુણે મૃગનેણી, સારંગ સુખ દર્શાવે. ૯૪૮
નૂપુર રંજિત કિંકણિની ધ્રુનિ, સુણે મધુર કિલકાર;
મદનસિંધુ મધુમત્ત મધુપ ગણ, ફૂલે કરે ગુંજાર. ૯૯૨
લલિતા લલિત બજાવિ રિઝાવે, મધુર વેંણુ નવીને,
જાણિ પ્રભાત રાગ પંચમ ષટ્, માલકોંસ રસ ભીને. ૧૦૧૨

---

## ૯–"અપરાધ ક્ષમા સ્તોત્ર" અથવા "ક્ષમાપરાધ ષોડશી" માંથી—
## લાવણી રાગનું પદ ધન્યાશ્રી.

શ્રી ગુરૂ, શ્રી ગોપીજન વલ્લભ, પ્રાણજિવન પ્રભુ મ્હારા,
કરગરિ કર જોડીને કહુ છું, વંદું ચરણ તમારા;
હું અપરાધી કોટિ કલ્પનો, ચરણ પડ્યો શિરનામી,
તે અપરાધ ક્ષમા કરિએ, શ્રીકૃષ્ન કૃપાકર સ્વામી. ટેક૦—૧
શ્રી ગુરૂ, શ્રીહરિ, સંતની સેવા, કદી કરી નથિ પ્રીતે,
શ્રી ભાગવત શ્રી ગીતાજી, આદે ન શ્રવણ શુભ રીતે;
હરિગુણ ગાન, નામ રટણ નવ, પ્રપંચે પ્રીત વિરામી. તે અપરાધ૦—૫
વર્ણાશ્રમના ધર્મ ન સાધ્યા, હરિભક્ત દીન નવ નમિયો,
હરિ અસમરપિંત અંભય અધમનું, ઉચ્ચિષ્ટ જાતે જમિયો;
અસદ અલાપ અહરનિશ અશુચિ, નીચનિ કરી ગુલામી. ,, ૮

પુષ્કરાદિ નથિ તીરથ કીધાં, શ્રી ગંગાદિક નથિ ન્હાયો;
ક્ષેત્ર ધામ હરિભકતનાં દરશન, આતુર થઇ નથિ ધાયો;
પર દુઃખ સુણિ દેખી નવ દાઝ્યો, કંટકરૂપ હરામી. તે અપરાધ૦—૧૨
કર જોડી આ સ્તોત્ર દીન થઇ, પ્રભુ સન્મુખ જે ભણુશે.
તેના સહુ અપરાધ ક્ષમા કરી, હરિ નિજ સેવક ગણુશે;
સદા પ્રસન્ન દયા પ્રભુ રહેશે,બ્રહ્મધામના સ્વામી. „ ૧૬

---

## પ્રકરણુ ૭

### જાહેર મેલાવડામાં કવિની હાજરી.

**કવિને ભજન મંડળમાં ગાવાનાં મંગલાચરણુ.**

(૧) **चिन्ता संतान हन्तारो यत्पादांबुज रेणवः ।**
**स्वोयानां तां निजा चार्यां न्प्रणमामि महुर्मुहुः ॥ १**
**यदनुग्रहतो जंतुः सर्व दुःखाति गो भवेत् ।**
**तमहं सर्वदा वंदे श्रीमद् वल्लभ नंदनम् ॥ २**

**હિંદી પદ—રાગ ધ્રુપદ કલ્યાણુ**

(૨) મહા મંગલ રૂપ શ્રી ગુરૂદેવ, શ્રી મહા પ્રભો
જાકે પદ પદ્મકો, પ્રથમ શીર નાંઇએ, મહામંગલ. ટેક.
નાંવ લેત હૃદય હોત આનંદ કંદ,
પાપ તાપ હરત છબ ધ્યાઇએ. „ ૧
બ્રહ્મા શિવ બિશ્નુ, પરબ્રહ્મ સો ગુરૂ રાઇ,
સકલ તિરથ આદી અંધ્રિરજ નાઇએ. „
દયો કહે આચરજ અધિક કો, દૂજે નાંહી,
ગુરૂ સેવા ચિંતામણી, ઇચ્છિત ફલ પાઇએ. „ ૩

**નિતિ જ્ઞાન, અને ઉપદેશનાં પરચુરણુ પદોમાંથી**

(૧) જે કોઇ પ્રેમિઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણુ કેરૂં દૂધ હોય તે, સિંહણુ સુતને ઝરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે, પ્રેમરસ૦—
સકરખોરનુ સાકર જીવન, ખરના પ્રાણુજ હરે,
ખારા સિંધુનુ માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦—
સોમવેલિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે,

વગળવર્શિને વમન કરાવે, વેદ વાંણી ઊચરે. પ્રેમરસ૦—
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવ સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે, પ્રેમરસ૦—
એમ કોટિ સાધને પ્રેમવિણ, પુરૂષોત્તમ પૂંઠે ન ફરે,
દયાપ્રિતમ શ્રી ગોવરધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦—

(૨) શું જાંણે વ્યાકરણિ વસ્તુને, શું જાંણે૦—
મુખપર્યંત ભર્યું ઘૃત તદપી, સ્વાદ ન જાંણે બર્ણી. વસ્તુ શું જાણે૦—
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભર્ણી,
અંતરમાંહે અગ્નિ વસે પણ, આનંદ પામે ન અર્ણી. વસ્તુ શું૦—
નિજ નાભીમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટ્યું ઘણું પણ, ધનવંત કહાવે ન ધરણી. વસ્તુ શું૦—

(૩) જ્ઞાન કદી ના થાય, મુરખને જ્ઞાન કદી ના થાય,
કહેતાં પોતાનું પણ જાય, એને સમજાવ્યે શું થાય. મુરખને૦—
કોટિ વરસ લગિ રહે નીરમાં, પાષાંણ નવ ભીંજાય,
જે દિન કાઢયો ટાંક અરાડ્યો, એને ટાંકયે અગ્નિ ઝરાય. મુરખને૦—
ગર્ધવ રૂપ ધરે રે અનૂપમ, ગુણ લક્ષણ પલટાય?
કરો કોટિ ઉપાય રાયજી, ગરધવ ગાય ન થાય. મુરખને૦—
નપુશક પૂરૂષ સ્નેહ કરીને, સવામણ પારો ખાય,
શો ખાધે ખપ લાગે કહો ભાઇ, વ્યંડળ પુરૂષ ન થાય. મુરખને૦—
વંઝા નારી ફરે ઉદાસી, કરે કોટી ઉપાય,
અજ્ઞાનીને જ્ઞાન ન આવે, વંઝા કણુ ન વધાય. મુરખને૦—
ચાલ ચતુરની જોઈ મૂરખો, સંગત કરવા જાય
સંગ કરે જેમ કાગ હંસનો, કાગ હંસ ના થાય. મુરખને૦—
આ મહિમા તો ગુરૂ અગમનો, શાંણા સમઝી જાય.
દયાપ્રીતમ શ્રી ગોવરધનધર,× સેવક સુરતે ગાય. મુરખને૦—

(૪) હરિભાવ વિના, કેવળ કૃતિ કર્યેથી કાર્ય ન થાય:
જેમ અગ્નિ વિના, ભસ્મમાં ઘૃત હોમે તે એળે જાય. ટેક.
જુઓ સર્પ સમિર ભક્ષિને રહે, જુઓ ચાત્રક તે પીપાસ સહે;
જુઓ ઉલુક અખંડ ઉજાગ્રે રહે. હરિભાવ૦—

× બે અર્થ છે—૧ સેવક ધ્યાન રાખીને ગાય છે—૨ કવિ સુરત શહેરમાં મેલાવડા સમક્ષ ગાય છે.

જુઓ મીન તિરથ જળમાં ન્હાયે, જુઓ ગણિકા નૃત્ય કરે, ગાયે;
જુઓ પ્રાહુણો પોખ્યે શું સુખ થાયે. હરિભાવ વિના૦—
જુઓ મૃગ આદિક પશુ વનવાસી, જુઓં ગુન્હેગાર સેહેછે ફાંસી,
જુઓ કાસદ પણ જાયછે કાસી હરીભાવ વિના૦—
જુઓ તેલિનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે ને દંડવત કરે
જુઓ તપોધન દેવળ ફેરિ ફરે, હરીભાવ વિના૦—
જુઓ વટ તો જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર ડંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળ્યું રહે, હરીભાવ વિના૦—
જુઓ નટવો અબધુત વેશ ધરે, જુઓ બગલો દ્રઢ થઈ ધ્યાન ધરે;
જુઓ મુંગો વચન મુખ નવ ઉચરે, હરીભાવવિના૦—
નહીં વૃંદલ વિષય તણી આપદા, ઉભા વૃક્ષને ક્રોધ મળે ન કદા,
જુઓ અજગર છે નિર્લોભી સદા, હરીભાવ વિના૦—
ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથિ મળ્યા, નામદેવને ભાવે ભુતમાંથિ મળ્યા;
વળુ ભાવે મંડળીકને કાળ ફળ્યા, હરીભાવ વિના૦—
હરિ તેવા થાય જેવા નાંણે, નિજ ભાવ પ્રમાણે ફળ માંણે;
દયો કહે જુઓ સર્વ ઠેકાંણે, હરીભાવ વિના૦—

(૫) રૂદે આ રૂપ રંગિલું રાખો (૨) શ્રીકૃષ્ણ નામ સતત મુખ ભાખો. રૂદે૦-
મોરમુકુટ ઝળકતો શિર શોભે, મકરાકૃતી કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુવેસર, કોટિ ચંદ્ર મરદન મદ;
મદન, વદન, સદન સુધારૂપ, રસિક ચાખો..................... ,,

(૬) હરિને ભજે નહિં ને અવર આરાધે, અનન્ય ભક્તિ ન કહાવેરે,
અંતે સ્હાય કરે શ્રી કૃષ્ણ પણ, પ્રાણિ આગળથી અથડાવેરે. ટેક
ભજતાં ભગવંત કાંઇ ન રહે બાકી, મુળનું પાણી સઘળે પોહોચેરે,
શાખાઓ છાંટયે તરૂ તૃપ્તિ ન થાયે, સર્વે પાંમે મુળ સીંચાયેરે. હરિને૦—૧

---

## ભજન મંડળને કવિનો આશિર્વાદ-રાગ વિકતો

ચિરંજિઓ, સુખી રહો, તુમ સકલ હરિજન,
આનંદ મંગલ અખંડ હરિમેં રહો નિમગ્ન, ચિરંજિઓ૦-ટેક
ભક્તિ પ્રેમ આસક્તિ વ્યસન શ્રી વજેશ,
ગુરૂ ભગવદિ ભાવ સદા, દુ:ખ કદા ન લેશ. ,, ૧
કરમ કાલ માયા ભય જનમ મરન જાઓ,
શુભ મતિ રહો સતત મન, કુપથ કબુ ન ધાઓ. ,, ૨

સદગુન સતસંગ સદા રહો પુરન કામ,
એહિ આસિસ દેત સદા, દાસ દયારામ. ,, ૩

---

## પ્રકરણ ૮–મું મન બોધની કવિતાઓ.

### ચિંતા તજવા વિશેનું પદ-રાગ સોહણી.

(૧) ચિંતતું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે ?
ધણિનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને કરવું૦—
થનાર વસ્તુ થયા કરે, જ્યમ, શ્રીફળમાં જળ ભરે.
જનાર વસ્તુ એણી પેર જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને કરવું૦—
થાવાનું વણ કીધે થાશે ઉપનિષદ ઊચરે.
રાખ્ય ભરોંસો રાધાવરનો, દયા શા માટે ડરે ! કૃષ્ણને કરવું૦—

(૨)ભજનિ શ્રીહરી, કરિ સહુ કલ્પના પરી; ૬૭ વરસની
કલ્પના પરી, કરિ સહુ કલ્પના પરી. ભજની૦—ટેક. વયેગાયેલુંપદ.
ત્હારિ કલ્પનાએ વાત, કેહે કશી સરી ?નિત્ય નાંણિ જોય તોય, શિદ મથે મરી ?
આ અમુલ્ય સમય ગયો, નહીં તે મળે ફરી. ભજનિ૦—૧
જેને નિમિત નિર્મ્યું જેહ, તેહ ત્યાં જશે, એમે પણ કદા ન કોનું, કોઇને હશે;
ધાર્યું ધણી તેજ થયું-થાય છે-થશે, તું વ્યર્થ વિટંબણુ કરેશ; તેજ ઉગરશે.—૩
કરવો ઉદ્યમ કહ્યો છે, પણ રૂડી રીતનો, પણ તું છેક ભજન ભૂલિ, કરે અનિત્યનો;
એકો અંશ પ્રભુ વિષે, તુંને ન પ્રીતનો, લાજે ના ! વિચાર ચિત્ત, રાખે જીતનો.—૪

---

(૩)એક અપ્રસિદ્ધ કવિ પોતાના મનને બોધ આપેછે કે

વેગળો રેહે વરણાગીયા.—
લાખ ટકાની મ્હારી મોજડીરે, વાયે ઉડિ ઉડિ જાયજ્ન.
અલ્યા ! હીરકોરી ધોતિયાં ન પેહેરીયે,
હાંરે અલ્યા ધોતિય એ-ધૂળ ફકાવશેજીરે. વેગળો૦—
અલ્યા કોરાં અંગરખાં ન પેહેરીયે,
હાંરે અલ્યા કોરાં એ-રોઠાં મરાવશેજીરે. વેગળો૦—
અલ્યા કસુંબલ પાઘડિ ન પેહેરીયે
હાંરે અલ્યા પાઘડિ એ-પાટુવાં ખવડાવશેજીરે. વેગળો૦—

અલ્યા ક્સબી દુપટ્ટા ન હોડીયે,
હાંરે અલ્યા કસબીતે—ફાયડા મરાવશેજીરે. વેગળો૦—

---

ક્લેશકોઠાર, પુષ્ટિપંથરહસ્ય, અકળચરિત્રચંદ્રિકા, સિદ્ધાંતસાર **કવિ દયારામના** વિજ્ઞપ્તિવિલાસ, પ્રમેયપંચાવ, સ્વાંતઃકરણ સમાધાન, બ્રાહ્મણભક્ત વિવાદ **ગ્રંથોની** યાદી. નાટક, ક્ષમાપરાધષોડશી, રસિકવલ્લભ, મનમતિસંવાદ, શ્રીયમુનાસ્તવન, શ્રીપુરૂષોત્તમપંચાંગ, શ્રી કૃષ્ણ અષ્ટોત્તરશતનામ ચિંતામણી, શ્રીવૃંદાવંન વિલાસ, વસ્તુવૃંદદિપિકા, શ્રીભાગવત અનુક્રમણિકા, શ્રીગીતામાહાત્મય, શ્રીકૃષ્ણ-નામાવળી, શ્રીહરીભક્ત ચંદ્રિકા, પ્રશ્નોત્તરમાલિકા, ( આ ગ્રંથ કવીએ છેલ્લો લખેલો કહેવાય છે. અને એમાં ૪૦૦૦ કવીતાની લીટીયો છે ) વૃજવિલાસામૃત, શ્રીકૃષ્ણસ્તવન ચંદ્રિકા, પ્રબોધબાંવની, શીક્ષા તથા પરિક્ષા પ્રદિપ સતસૈયા, દશમ અનુક્રમણિકા, ષડઋતુ વર્ણન, પ્રેમરસગીતા, રૂક્મિણી વીવાહ, સતભામા વિવાહ, રસિક રંજન, સ્વરૂપ તારતમ્ય, પિંગલસાર, ચાતુર ચિત્ત વિલાંસ, કૌતકરત્નાવળી, અજામેલનું આખ્યાન, ચિંતામણી, શ્રીભાગવતનું મહાત્મ્ય, હરિભક્ત રત્નમાળા, મંગળાનંદ માળા, ભકિતપોષણ, વિશ્વાસાગત, શ્રીકૃષ્ણનામ માહાત્મ્યમાધુરિ, પ્રસ્તાવીક પિયુષ, શ્રીકૃષ્ણનામ મહાત્મ્ય મંજરી, સ્વલ્પાપાર પ્રભાવ, શ્રીગુરૂપ્રભાવ ચંદ્રિકા, શ્રીકૃષ્ણનામ રત્નમાલિકા, શ્રીકૃષ્ણ નામામૃતધ્વની લઘુ, શ્રીકૃષ્ણનામામૃતધારા, વિનયબત્રીસી, અષ્ટપટરાંણીનો વિવાહ, ભ્રાંતિ ભંજન, શ્રીકૃષ્ણનામ ચંદ્રકળા સ્તોત્ર, શ્રીહરીભકિત, કાળજ્ઞાનસારાંશ, મુર્ખ લક્ષણાવળી, ચિંતાચૂર્ણ, ગુરૂ શિષ્યસંવાદ, અંતઃકરણ સમાધાન, અનુભવ મંજરી, પ્રેમ મંજરિ, અપરાધ ક્ષમાસ્તોત્ર, ભક્તવેલ, રસીયાજીના મહીના, લોચનમનનો ઝઘડો, સાસુ વહુની લઢાઇ, મનપ્રબોધનો કક્કો, અકલકલા, મોહનીસ્વરૂપ, પારણું, રાધિકાનું સ્વપ્ન, દાણચાતુરિ, શ્રીકૃષ્ણસ્તવન મંજરી, કાત્યાયનીનો ગરબો, પંદરતિથી, ગ્રેહવિલાપ, ચાતુરીનો ગરબો, રામલીલા, બાળલીલા, ચેતવણી, મીરાંચરીત્ર, પ્રેમપરિક્ષા, ચોરાશી વૈશ્નવ, વલ્લભનો પરીવાર, રાધાઅષ્ટોત્તરશતનામ, કૃષ્ણઉપવિત, રાસપંચધ્યાયી, હરીભકત ચંદ્રિકા, રાધીકાનાં વખાણ, રાધીકા પોતાની માને કહે છે તે, રાધાજીનો વીવાએલ, શ્રીનાથજીનું વર્ણન, બ્હાલાજીના મહીના, ભગવન્નામાવળી, પ્રબંધ, ગરબીસંગ્રહ, પદસંગ્રહ, નીતી ભકિતની કવીતાઓ, મરેઠી, મારવાડી, પંજાબી ને હીંદુસ્તાની ભાષામાં લખેલી નીતી ભકતી શૃંગાર વીગેરે ઉપરની કવિતાઓ, જેવાં **પ્રાચીન કાવ્યના** કહેવા પ્રમાણે ૨૦- અમુલ્ય નાંના મોટાં કાવ્યો તથા તે ઉપરાંત સવાલાખ છુટક પદો કવી **દયારામે** લખ્યાં કેહેવાય છે.

કવિના ગદ્ય લખાંણુનો નમુનો—**"શ્રી-હરિહરાદિ સ્વરૂપ તાર તમ્ય"માંથી**
"શ્રી હરિ તો સર્વેશ્વર-સર્વજ્ઞ પરિપૂર્ણ, સ્વયંભૂ, અનાદિ, મૂલ પુરૂષ, સર્વના શાસ્તા, સૂર્યરૂપ, પૂજ્ય, સર્વ શિરોમણિ, સર્વને શરણુ આપવા યોગ્ય, બ્રહ્માંડના નાયક, અદ્વિતીય, સર્વના સ્વામી, સર્વના દુઃખ ભય ભંજન, સ્વયંપ્રકાશ, નિર્ભય, અદભૂત, અનુપમ છે; જેની માયાએ સર્વ વસ્તુ કીધી છે-તે માયાના કર્તા પોતે અનેક લક્ષણના ભરેલાછે. એ લક્ષણુ શ્રીકૃષ્ન, રાધિકા રમણ વિના, શિવાદિકમાં નથી. ને જુઓ કે-શ્રી હરિએ ધ્રુવાદિકને વરદાન આપ્યાં છે તે નિત્ય છે, કોઈ થકી ભંજાય નહીં, ઉચ્છેદ થાય નહીં; ને શીવજીનાં વરદાન આપ્યાં સદા રહેતાં નથી. તે જુઓકે રાવણુ, બાંણાસુર, ત્રિપુરાસુર, ભસ્માંગદાદિકને આપ્યાં તે ભગવાને છેદી નાંખ્યાં."

---

## પ્રકરણુ ૯. અંતકાળનાં કાવ્યો.

**"હરિ નામ માળા" માંથી રાગ—ભજનો પ્રાર્થનાના પદો વિગેરે સવૈયા એક ત્રિસા.**

ગુરૂ ગોવિંદ કૃપાનિધ કેશવ, કમળા નાથ કૃપાળ
કમળ નયન કરૂણા સાગર, શ્રી કૃષ્નહરે ગોપાળ;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ગોપીનાથ ગોવિંદ,
ગોકુલેશ ગરૂડધ્વજ ગોવરધનધારી વૃજચંદ.
માધવ મુરમર્દન મદુ મરદન, મતિ વિક્રમ સુખધામ,
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત,
માં પાહિમાં, પાહિ પાહિમાં, પુર્ણાનંદ અનંત.

**પદ જોગી આશાવરી.**

(૨) માહારે અંત સમય અલબેલા. મુજને મૂકશોમાં;
માહારા પ્રાણુ જીવન ધન છેલા, અવસર ચૂકશોમાં૦-
હરિ હું જેવો તેવો તમારો, મુજને મૂકશોમાં;
શ્રીગુરૂ સોંપ્યો, અહો કર મારો, અવસર ચૂકશોમાં૦-
માહારા દોષ ક્રોધ સંભારી, મુજને મૂકશોમાં;
શરણાગત વત્સલ ગિરિધારી, અવસર ચૂકશોમાં૦-
હરિ માહારે ધરમ નથી કોઇ સાધન, મુજને મૂકશોમાં;
નથી સતસંગ સમરણુ આરાધન, અવસર ચૂકશોમાં૦-
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશોમાં;
મારા પ્રાણુજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશોમાં૦-
સમરથ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મૂકશોમાં;
માહારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશોમાં૦-

## (૩) ગરબી.

શરણ્ પડયોછુરે શ્રીહરી' નથિ મ્હારે અવર આશ વિશ્વાસ,
શ્રીવલ્લભવરનારે લાડીલા, અનન્ય આપ તણો હું દાસ. શરણ૦—
મ્હારે નથિ બળ સાધનરે ધરમનું, નથિ બળ ભક્તિ જ્ઞાન વિવેક,
સેવા સમરણરે ના મળે, મ્હેં નથિ સતસંગ કર્યો ક્ષણું એક. શરણુ૦—
પણ મ્હાંનું તમારૂંરે જોઇને, મુજને જગત કહે હરિભક્ત,
હું છું જૂઠોરે જિવણજી, નથિ મ્હારૂં મન તમથી આસક્ત. શરણુ૦—
મોધમ રાખ્યેરે મોટપ ઘણી, ઉઘાડુ પાડયે ઓછું જણાય,
સાચો સંગ્રહરે સહુ કરે, જુઠું નભઐ જગ જશ નવ થાય. શરણુ૦—
જેવો તેવો છું હું રાજનો, દિન લહિ કરીએ કરૂણાદાન,
દાસ દયાનીરે વીનતી, કૃષ્ન કૃપાનીધિ ધરજો કાંન. શરણ૦—

(૪) દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગૂં;
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગૂં. ટેક.
વ્હાલાજી ! હું છું પળ, પળનો અપરાધી;
ભરેલો આધી વ્યાધીરે, પાવલે૦— દામોદર૦—૧
વ્હાલાજી ! હુંતો તમારા, બળથી ઘણો ગાજું;
જાણો છો કહું શું ઝાઝું રે, પાવલે૦— ,, ૦—૨
વ્હાલાજી હું જેવો તેવો, તોએ છું તમારો;
આધાર અવર નહીં મ્હારો રે, ,,૦— ,, ૦—૩
વ્હાલાજી મ્હારૂં જોર, નથી જો તરછોડો;
શું રૂઠિ કરે મંકોડોરે, ,,૦— ,, ૦—૪
વ્હાલાજી શ્રીમુખ પોતનો, કો'છો મારે લાડૂં;
બીજું બળ ક્યાંથી કાઢુંરે ? ,,૦— ,, ૦—૫
વ્હાલાજી જનનું માન, જગતમાં વધારો;
ગમે તો ઘરમાં મારોરે, ,,૦— ,, ૦—૬
નૃપના ગજ ઘોડા મસ્તી, ખોરાને માંન મ્હોડું;
મ્હારે ના માંન ખોટૂંરે ,,૦— ,, ૦—૭
દયાના પ્રિતમ પાંણી, લો છે તો નીભાવો;
મ્હારે દાસપણાનો દાવોરે. ,,૦— ,, ૦—૮

(૫) પદ- મનજી મુસાફરરે ચાલો નિજ દેશ ભણી;
મુલક ઘણા જોયારે, મુસાફરિ થઈ છે ઘણી. ટેક.
હાવાં માલ વ્હોરજો શેઠના નામનો, થાય ના ફરતું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલાને સારૂં રે, ના થાવું વ્હોરતના ધણી. મનજી૦—૩
જોજો જુગ થકી જાવું છે, કરજો સંભાળિને કામ,
દાસ દયાને એમ ગમે છે, હાવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં એવુંરે, અવધ થઇ છે આપણી. મનજી૦—૪

૬–મંદવાડની પીડાનું પદ. રાગ ગઝલ ગત દાદરાની

દિલકે દરદસેં શ્રીજી! હમ તો ખૂબ હેરાન હુવે,
અંદરકે દરદસે શ્રીજી! હમ તો ખૂબ બેજાર હુવે;
હમ તો ખૂબ બેજાર હુવે, હમ તો ખૂબ લાચાર હુવે,
તોભી ઇજા ન મિટિ, શિર ધની ભગવાન હુવે. દિલકે૦
ફિકર આતસ જલાયા, હુવા ખાક કલેજા,
તોભી હજરતકું નહીં પોકારતા હેરાન હુવે, ,,
મેહેરકી નિધા જબ થી ખાવિંદકી મેરેપેં
તબ કછુ ના ચલા જાદે, દિગ સેતાન હુવે, ,,
જાહર કહના લાજમ નહીં, મનકે મેહેરમસેં,
કૈસા થા દયા અવલ મેહેરબાન હુવે ! ,,

(૭) દર્દપી-ડીત પાર્થના-પ્રભુના સાક્ષાત્કારનું પદ-રાગ સોરઠ-ગત દીપચંદી.

શ્રીજી! શામાટે રે સાંભળતા છો નહિ? મ્હારી વીનંતી,?
વ્હાલાજી! મુને તે કોહોની.
કેહેશો "સુખિએ છિએ"-તો ઉત્તર દ્યોની૦ શ્રીજી! ૦-
ગમું તમને તેવો હું કેમ થાઉં? માયા જાળે ઘેરાયો ક્યાં જાઉં?
તમો વિના બળ નથી, ક્યાં અથડાઉં? શ્રીજી!૦-
સેવું સમરું ક્યમ અગ્નિ બળતાં? છો દયાળુ, દયા ના આવે ટળવળતાં,
કૃપા કરો તો વિલંબ નથી દુઃખ ટળતાં શ્રીજી'૦-
જાણી જોઇને ના બોલો—ત્યાં હું શું કહું કથી?

સ્વામી છો, તદપિ કહ્યા વિના રહેવાતું નથી, મારૂં કાંઇ ન ચાલે, હું તો મરણું મથી-શ્રીજી!૦-
જીવ દુષ્ટ સ્વાભાવિક તે તમે જાણો, મ્હારા શામાટે અવગુણ આણો?
નથી આણતા-તો આવડુ શિદ તાણો? શ્રીજી!૦-
જેને પ્રાણ સરિખુ પ્યારૂં કહિયે, તેને પોતાનું જાણિને પાણી અહીયે;

આમ તેથી છેક અળગા નવ રહીયે. શ્રીજી૦-
હરિ હું તો હાર્યો હાવાં કરગરતો રડતો, તેનો જવાબ હજુ કાંઇ નથી જડતો;
રખે પતિત જાણિને મેલ્યો હોય પડતો. શ્રીજી૦—
મ્હારા વ્હાલા મ્હારી અકળામણ ટાળો, કૃપાદૃષ્ટિએ કરીને મ્હારી સ્હામું ભાળો;
જેવો તેવો છે દયો તમારો—પાળો. શ્રીજી૦-

હે હરિ! હું તો હાવાં હાર્યો, અતિશે અકળામણનો માર્યો, જે ગમે તે કરો. (૮) મંદ
ભ્રષ્ટ હદે માને નહિ શિક્ષા, જગમાં લજવી વૈશ્નવની દિક્ષા. જે૦- વાડની
ભવ ઉદ્દવેગ અતીશે પીડે, મૂક્યાં ઉચિત કર્મ સહુ મીડે. જે૦- પીડાનું
બહુ દુ;ખ જે કૃતિ નિશદિન કરીને, જાય મન ત્યાંનું ત્યાં ફરિને જે૦- પદ
તન જયમ વૃધ્ધ થયું મન બાળક, ઊપર ઉજ્વળ અંતર કાળક, જે૦-
અંતકાળ દુ;ખથી કાંપું છું, સત્ય વચન સમરી જાપું છું. જે૦-
પ્રભુ જયમ રાખોછો ત્યમ રહુંછું, જે શિર પાડોછો તે સહુંછું જે૦-
જાણુંછું કરશો સહુ સારૂ, પણ વણ સમજે ભટકે મન મ્હારૂ જે૦-
જીવથી નિજ બળ કશું નથિ થાવું, સનેપાતમાં ગાંડુ ગાવું જે૦-
જેવો શરણ પડયોછું મહાપ્રભુ, તેવો અટળ રાખો હું અડયોછું જે૦-
મનુજ કોઇથી વ્હાંણુ ન હાલે, ગગન પવન શઢ ભરાઇ ન ચાલે. જે૦-
વિનતિ દયાની એ ફરિ ફરિને, પ્રગટ મળું સેવું હું હરિને જે૦-

ઘણો ઘુંચવાયો બહુ બળુંછું, અતિ અકળામણ થાય રે, (૯)રાગભે
બળિઆ પ્રભુ એલી નથી થાતા. શરણાગત ક્યાં જાય રે.? ટેક૦- રવ-ગુર્જ
સઘળી ચેઃગ્યતા જીવમાં ક્યાંથી? જાણી જોઇને ન સુઝી' કહો રે; રી રાગ
થઇને કૃપાળુ કર દ્યો કાંને, વિવેક લાગે ફીકો રે. ઘણો૦-મીશ્રીત
કુકર્મ દેખી રૂઠયા કરોછો, શુભ મતિ દેતા છોની રે;
મ્હારૂ કર્યું કાંઇ નથી નિપજતું, કેમ કરૂ હાવાં કોહોની રે. ઘણો૦-
વિધિ શિવ શેષ સરીખા હાર્યા, હુંથી કહો કયમ રીઝો રે,
મારૂ બળ એક કરગરવાનું, ઉપાય ન મળે બીજોરે ઘણો૦-
સાધન સાધ્ય નથી તમે શ્રીજી, પ્રેમ તમારી પાસે રે;
દયા કરો નહી દીન લહીને, કાઢું દીન શી આશે રે. ઘણો૦-
ત્રિતાપ હોળીમાં ધીકું છું, નિજપદ મન કયમ લાગે રે;
નહી તો નહી-એમ,નિરાંત ન મળે, મોટી આશ ન ભાગે રે. ઘણો૦-
પાંમર હું પામરીની તૃષ્ણા, કહેતાં લાજુ સ્વામી રે;
સહજે શરણાગત લહી રીઝો શું કહું અંતરયાંમી રે. ઘણો૦-

બીડ્યું શીડ્યું ભિતર બળે છે કહેતાં કાંઇ નવ ફાવે રે.
સઘળુ સુખ ત્યારે જ્યારે હરી, દયા તમોને આવે રે. ઘણો૦—

**(૧૦) પ્રભુ ક્યાં વસે છે? તે વિષેનું અલંકારી પદ.**

નિશ્ચેના મેહેલમાં વસે મ્હારો વ્હાલમો, વસે કજ્જલાઠીલોરે;
જેરે જાયે તેં જાંખી પામેજીરે
ભુલા ભમે તે બીજા સદનમાં શોધે રે, હરી ના મળે એકો ઠામે રે. નિશ્ચેના૦—
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પુછી જાજોરે;
ચેહે તાપ પોળીઆને મળી મ્હોલે પેશજો રે, સેવા સીડી ચઢી ભેળા થાજો રે નિશ્ચેના૦—
દીનતાના પાત્રમાં મનમણી મૂકીરે, ભેટ ભગવંતજીને કરજો રે
હુંભાવ પુંભાવ નોછાવર કરીને રે, શ્રી ભગવંતજીને વરજોરે નિશ્ચેના૦—
એરે મંડાણનું મુળ હરિઇચ્છા રે, કૃપાવીના સીદ્ધી ન થાયરે;
શ્રી વલ્લભ શરણ થકી સહુ પડે સ્હેલુંરે દૈવી જીવ પ્રત્યે દયો ગાયરે. „

---

## પ્રકરણ ૧૦ મું.

### સંવત ૧૯૦૮માં મરણ પથારિમાં ગાયેલી કવિતાઓ.

(૧) પ્રાંણ પ્રયાણ સમે મ્હારા પ્રભુ, મુંને દેશો ના જમ કર જાવારે,
જેવો હુંરે થયો મ્હારા વ્હાલા, તેવા તમો યોગ્ય નહીં થાવારે. પ્રાંણ૦—
સકળ દોષનું પાત્ર પતિત હું, અધમ સરવનો ઈશરે;
સેવા સ્મરણ સાધન હીંણો તોયે, રાખી રે। જુગદીશરે. પ્રાંણ૦—
શરણ આવ્યો છું સમ્રથ જાણી, ઊગરવાની આશેરે;
બરદ વિચારી બાંહ્ય ગ્રહો હું, કંપુ છું કાળને ત્રાસેરે. પ્રાંણ૦—
માહારી પાસાનું સહુ કાચુ છે, તે સામું રખે ભાળોરે;
કિંકર જાણી કેશવજી મ્હારૂં, સરવે આપ સંભાળોરે. પ્રાંણ૦—
આપ કરો તો શું નવ થાયે, જે ન કરો તે બાકીરે;
રંક જાંણી મુને રાજ નિવાજો, ઘણો ગયો છું થાકીરે. પ્રાણ૦—
દિનબંધુ છો માટે દાવો, બાકી ન મળે જોરરે;
દાસ દયાના પ્રભુ કરૂણાનીધી, નટવર નંદકિશોરરે. પ્રાણ૦—

(૨) એવા મુને વ્હાલા થાઓ વ્રજભૂપ, મ્હારૂં મન મોહ્યું રહે તવરૂપ. એવા મુને૦—
જેવો વ્હાલો મૃગને લાગે છે રાગ, જેવો વ્હાલો મણિ લાગે છે નિજ નાગ,
જેવો વ્હાલો મધુકર પદ્મ—પરાગ. એવા મુને૦—

જેવું વ્હાલું મિનને લાગે છે નીર, જેવું વ્હાલું લાગે મંઝારને ક્ષીર;
જેવું વ્હાલું લાગે બિંબફળ કીર. એવા મુને૦—
જેવો વ્હાલો લાગે ચકોર ને ઈંદુ. જેવું વ્હાલું ચાત્રક સ્વાતી ઘન-બિંદુ;
જેવા વ્હાલા શ્રી ગોપીજનને ગોવિંદ. એવા મુને૦—
જેવાં વ્હાલાં જાર પરસ્પર હોય, જેવું વ્હાલું ભોજન ક્ષુધિતને હોય,
જેવું વ્હાલું માધા તૃષાતુરને તોય, એવા મુને૦—
જેવો વ્હાલો આત્મા પોતાનો સહુ જગત્ જેવા વ્હાલા તમને તમારા ભક્ત,
દયા પ્રિતમ હો તેવિ નિજ આસક્ત. એવા મુને૦—

(૩) વ્રજ વ્હાલું રે, વૈકુંઠ ન્હેં આવૂં; મુંને ન ગમે ચતુર્ભુજ થાવૂં;
ત્યાં તો નંદકુવર ક્યાંથી લાવૂં? ... ... ... વ્રજ વ્હાલું રે૦—૧
જોઈએ લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી, સંગે શોભે છે જ્યાં રાધે પ્યારી;
તે વિના આંખ ન ઠરે માહારી. ... ... ...વ્રજ વ્હાલું રે૦—૨
ત્યાં શ્રી યમુના ગિરિવર પણ છે ન્હેં, જેની આશક્તિ મુંને ઘણિ છે વ્હેની;
તે વિના મ્હારો પ્રાંણ પ્રસન્ન રહે ન્હેં. ... વ્રજ વ્હાલું રે૦—૩
ત્યાં શ્રીવૃંદાવનનો રાસ નહીં, વ્રજવનિતા સંગ વિલાસ નહીં;
વિશ્નુ વેણું વાયાનો ત્યાં અભ્યાસ નહીં. ... વ્રજ વ્હાલું રે૦—૪
વૃક્ષે વૃક્ષે હ્યાં વેણુકાધારી, પત્રે પત્રે જો હરિ ભુજા છે ચારી:
એવી હજુ હજુ છે સંગતી ભારી. ... ... વ્રજ વ્હાલું રે૦—૫
સુખ સ્વર્ગનું કૃશ્ન વિના રડવું, મુંને ન ગમે બ્રહ્મસદન ચઢવું;
ધિક્ક જન, સુખ પામિ પાછૂ પડવું. ... ... વ્રજ વ્હાલું રે૦—૭
શું કરૂં શ્રીજી! એ સહુ પાંમી, નહીં આપણા તો છે ત્યાં એ સ્વામી;
મ્હારે દાસપણામાં આવે ખાંમી. ... ... વ્રજ વ્હાલું રે૦—૮
ગુરૂ બળે ગોકુળવાશી થૈશું, શ્રી વલ્લભ શરણે નિત્ય જઈશું;
દયા પ્રિતમ સેવિ, રસ જશ ગાઈશું. ... ... વ્રજવ્હાલું રે૦—૧૦

## (૪) મન બોધનું પદ

**જીયા ગાફલ મત સો** જાગ, હયાં કોઇ નહિ હેરે તેરા તેરા ટેક
માત તાત સુત ઘરની બંધુ, ઔર કુટુંબ બોહોતેરાવે;
સબ અપની મતલબ કે બેલી, હે ઉલટા ઉર ઝેરા ઝેરા, કોઇ નહી હે૦-
મેહેલ ખજાના દુનિયા દોલત, તું માનત મન મેરાવે;
દેખત રહેગા કછુ ન ચલેગા, તેરા લુંટા જાયગા ડેરા ડેરા. કોઇ નહી હે૦-

જો તું તેરા ભલા ચાહે તો, અહેમક સમજ સબેરાવે;
કબ્જ હોયગા ફીર ક્યા હોના, તેરા નગ્ન જાયગા ઘેરા ઘેરા. કોઇ નહી હે૦–
ક્યા ઓરનકું અક્લ બતાવે, તેરે ઉર અંધેરાવે;
નહિ કછુ હેરા આખર આયા, તેરા સુફલ કરલે ફેરા ફેરા. કોઇ નહી હે૦–
ભજ ભગવંત સંત સંગત કર, બન સત ગુરૂકા ચેરાવે;
માયા પટક અટક દયા હરિપદ, કરલે કૃષ્નસું નેરા નેરા. કોઇ નહી હે૦–

(૫) રસનાને બોધનું પદ.
રાધેકૃષ્ન, રાધેકૃષ્ન, ગાયલે રી........હો–રાધેકૃષ્ન,
એરી મેરી રસના–રાધેકૃષ્ન ટેક—
શ્રી વલ્લભ, શ્રી વિઠ્ઠલ, શ્રીજી, નિશદિન યેહી રટી આહા પદ પાયલે. રાધેકૃષ્ન૦—
જપ તપ તિરથ ધર્મ નેમ વ્રત, નામકો અંસ એ સંસે સરકાયલે. રાધેકૃષ્ન૦—
ધ્યાન યજ્ઞ પરિચર્યા ફળ, કળિ કિરત નહીં તેં, ભાગવત વંચવાયલે, રાધેકૃષ્ન૦—
અતી દુસ્સાધ્ય ભકત્યાદિક પંથ કલી, ચરન સરન ગિરિધર સિર નાંયલે. રાધેકૃષ્ન૦—
દયાકી જિવન જોરિ, રંગિલિ પ્રિતમ પ્યારી, હૃદય કમલમેં તું હિતસેં બસાયલે. રાધે–

(૬) હરિનામ રટણનું પદ
શ્રીકૃષ્ન હરિરામ રામ, રાધે ગિરિધારી;
રાધે ગિરિધારિ શ્યામ, ,, શ્રીકૃષ્ન૦—
રાગ જંગલો દયા પ્રિતમ રટ નામ નિરંતર, શબ્દ લહર સુખકારી. શ્રીકૃષ્ન૦—



# કાવ્ય નિમજ્જન—અથવા—

## કવિરત્ન દયારામના સુંદર કાવ્ય-સાગરમાં મારેલી ડુબકીઓ.

### ૧ રાસ પંચધ્યાયી—

કવિની અતિ સુંદર, વાંચવા લાયક, શ્રૃંગારી કવિતાનો આ પેહેલો નમુનો છે. શૃંગાર વર્ણનમાં દયારામને હઠાવે તેવો, ભાગ્યેજ કોઇ કવિ હશે. આ રાસપંચધ્યાયી શા આધારે રચાઇ, તે વિષે કવિ કહે છે કે—

શ્રીમદ્ ભાગવત સહૂ પુરાણ શિરમણિરે લોલ,
તેનો સાર દશમસ્કંધ કથા સહુ ભણીરે લોલ. ૨૭૭
તેમાં તત્વ અધ્યા પાંચ કહિયે રાસનારે લોલ,
પ્રભુ થયા છે આધીન, પ્રેમિ દાસનારે લોલ. ૨૭૮

આમ આધાર તો લીધો, પણ કવિ કેહે છે કે, માત્ર તેનેજ વળગી રહીને—

શ્લોકાર્થ પ્રમાણે તો આ મેં કથ્યું નથી રે લોલ,
કિંચિત કથાને અનુસાર ભાષા મેં કથી રે લોલ. ૨૭૯
નિધિ નીર પિયે પક્ષિ, ચંચુને ભરી રે લોલ,
ગાઉં ગૂંણ ગોવિંદના તે હું વિધે કરી રે લોલ. ૭
નથી ઊપમા દેવા કશ્યું એ સુખને રે લોલ,
એનો નથિ મળ્યો પાર, સહસ્ર મૂખને રે લોલ. ૨૬૩
એ સુખ સમાન બીજું સુખ શું હું કહું રે લોલ.
વેદ ભેદ ના કળે તો હું તે શુ લહું રે લોલ! ૨૬૪

૨૮૩ કડીઓના આ સુંદરકાવ્યની ભુમિકા ગોઠવતાં કવિ લલકારે છે કે—

ત્યહાં તે સમે કદંબ-દ્રુમની તળે રે લોલ,
વાઇ વાંસળી વિચિત્ર સુંદર શ્યામળે રે લોલ. ૧૩

તે સાંભળી પશુ, પંખી, યમુના નીર, અને ગોપીઓ-ની બનેલી વિવ્હળ દશાનું વર્ણન કરી, કવિ ૩૮ થી ૭૦ મી કડી સુધીમાં શ્રીકૃષ્નનું મનહર સ્વરૂપ, વસ્રાલંકાર, વિગેરે વર્ણવિને, **મહાકવિ પ્રેમાનંદની પેઠે**, વાંચનારને છક્ક કરી નાંખે છે, ને કેહેછે કે—એ બાળમુકુંદ શ્રીકૃષ્નચંદ્રની મધુરી વાંસળી સાંભળીને—

"કોઇ કામની શકે ન વેંણુ ઊચરી રે લોલ,
ચિત્ર પુતળી સાદ્રશ્ય સર્વ રહિ ઠરી રે લોલ. ૭૨
કોઇ ચાલિ પ્હેરિ એક ભુજા કંચુકી રે લોલ,
કોઇ ચાલિ રૂદન કરતાં બાળને મુકી રે લોલ. ૨૩

મુકી દ્વાર ઉઘાડાં ફરા ધાઇ ધમકમાં રે લોલ,
વેણુ સાંભળી ચાલી ચતુરા ચમકમાં રે લોલ. ૨૮
પછે વેણુ ધરી પાંણુ, વદે શ્રીહરી રે લોલ;
" તમે ક્રોહાંજી ક્યમ આવ્યાં છો સર્વ સુંદરી રે લોલ. ૭૩
પતિવ્રતાનો ન ધર્મ, શાસ્ત્ર સહુ ભણે રે લોલ,
માટે જાઓ સર્વ ધામ આપ આપણે રે લોલ. ૭૫
પાછાં પરવરો-પ્રભુએ કહ્યું તે સુંણી રે લોલ,
ગ્લાંની પામિ શ્યામા સર્વ, ચિંતા થૈ ઘણી રે લોલ. ૭૬
[ ગોપીઓ બોલી ]. તમો અખિલના છો ઈશ, વેદ ગાયછે રે લોલ.
ત્યારે ધર્મ ખંડિત અમારો ક્યાં થાય છે રે લોલ. ૮૪
તમો તેડવા અમોને વાઇ વાંસળીરે લોલ,
વિધિ વ્હાલાજી અમો તમારિ સહુ કળી રે લોલ. ૯૧
તમો પામવાને પતિ પુત્રાદિક સહુ રે લોલ,
છોડી આવિ ગાન મોરલીથી મોહિ બહુ રે લોલ. ૧૭૩
વેણુ નાદે પેલાં મોહ્યાં પંખી ને પશૂ રે લોલ,
મહિલા મોહિયે રૂપ ગાંને ત્યાં આશ્ચર્ય કશૂંરે લોલ. ૧૭૪

ચતુર ગોપિઓ, આમ બાળમુકુંદને વાક્યાતુર્યથી બાંધી લે છે; ને પ્રસન્ન થયેલા પ્રભુ, નિજ ભકતો સાથે " રાસરમણ "=ભજનાનંદ ઝમાવે છે. અહીં ખુબી સાથે કવિ પલટો મારે છે કેઃ—

" મોહ્યા મોહનજી ન પાર મ્હારા રૂપનો રે લોલ,
ચતુર હું ઘણી "-અહમેવ એવો ઊપન્યો રે લોલ. ૧૬૦
પ્રમદાતણા વિચાર પ્રભુએ (એ) લહ્યા રે લોલ,
અંતરધ્યાન, મધ્ય મંડળથી, હરી થયા રે લોલ. ૧૬૧

આમ રંગમાં ભંગ પડવાથી, ગોપીઓ બ્હાવરી બની રોવા લાગે છે કેઃ—

આ દશા અમારિ કરવિ હુતી જો હરી રે લોલ,
ત્યારે શિદ જીવાડયાં બહુ બહુ રક્ષા કરી રે લોલ. ૧૬૨
નાથ ! ના ઘટે પોખીને મારો છો તમે રે લોલ,
દાખો વદન ન્હૈતો પ્રાણુ જાશે આ સમે રે લોલ. ૧૬૪
વિના મૂલની અમો તમારિ કિંકરી રે લોલ,
નાથ ! નેહ ના હણો કહું ફરી ફરી રે લોલ. ૧૬૭
હાંક મારે હરિને-અરપર જુએ રે લોલ,
" મુકી ગયા ! "-ભણી, હૃદે ફાટતી રૂએ રે લોલ. ૧૭૮

વળી ઘેલી ગોપીઓ અન્યોઅન્ય પુછે છે કે–" કેહેની, પ્રભુ ક્યાં ગયા રે લોલ ?" એજ રીતે તેઓ વડ, પિપળો, તુળશી, હરણ, વિગેરેથી પુછા કરેછે; પણ જવાબ કોઇ આપતું નથી. કવિ તેનાં મનસ્વી પણ ચતુરાઇ ભર્યાં જે કારણો આપે છે, તે તેમની તર્કશક્તિને બહુજ શોભા આપે છે. પછી વળી, કવિ, ખુબી સાથે બીજો પલટો મારી, " **कलपान्ते हरि** "–એ શબ્દો સમઝાવતાં ગાય છે કેઃ—

" ઘણા છે દયાળુ; દાસ દુઃખ, ના સહે રે લોલ;
કિંચિત કઠિનતા ગુમાન ટાળવા ગ્રહે રે લોલ. ૧૮૩
ગોપી સહુ મન ભંગ થૈ ઉભી જ્યહાં રે લોલ;
**દર્શન આપ્યું**, આવિને ઉભા રહ્યા ત્યહાં રે લોલ. " ૧૮૪

શોક હતો ત્યાં સર્વત્ર આનંદ છવાઇ ગયો ને માનભંગ ગોપીઓ—

" દાસ છું "–કહી કો દીનતા ઘણી કરે રે લોલ,
કેટલીક હરિ હસ્ત–ચરણ ઉર ધરે રે લોલ. ૧૯૩
પછે **ઉત્તરીય વસન–આસન** સુંદરી રે લોલ,
રચી કરીને તે **પર બેસાડ્યા શ્રીહરી રે લોલ.** ૧૯૬

આમ સ્નેહભાવે રોળે મળી, બેશીને–કેટલોક સમય સૌ **આનંદી વાર્તા-લાપ** ચલાવે છે. તે પછી–" **કમળ દળ આકાર** " ના રાસની **કલ્પના કરી કવિ લલકારે છે કે—**

શોડશ ગોપિકાની મધ્ય, કૃષ્ણ અષ્ટ છે રે લોલ,
એ પ્રમાણે મંડળ રચના રચી સ્પષ્ટ છે રે લોલ. ૨૧૨
મધ્યે મુકુલરૂપ તો જુગલકિશોર છે રે લોલ,
પુંઠળ વર્તુલ આકાર મંડળ જોર છે રે લોલ. ૨૧૪
ધર્યાં છે સ્વરૂપ શ્યામે ઘણાં તે સમે રે લોલ,
બબ્બે બાળા મધ્યે કૃષ્ણ સર્વશું રમે રે લોલ. ૨૧૫

રાસમાં તો નાચ સાથે ગાયન અને વાજીંત્રોની મધુરિ મિલાવટ જોઇએ. **આ વાત કવિના લક્ષ બાહાર નથી;** તેથી તે ગાય છે કે—

તંબુરો રબાબને સતાર વાંસળી રે લોલ,
સારંગી સરોદા વાજેછે સ્વરે મળી રે લોલ. ૨૧૯
ઢોલ, ખંજરી, કાનૂન, ડફ, ઉપંગ છે રે લોલ,
મોવર, જવરી, અલગોજા, પણવ, ચંગ છે રે લોલ. ૨૨૦
નાદ સિંધુ, જળ તરંગ, ને કરતાલ છે રે લોલ,
સંગ મોરચંગ સ્વર અતી રસાળ છે રે લોલ. ૨૨૧

**આ સંગીત**=ગાન, તાન, અને નૃત્યની **લ્હેરે ચઢી કવિશ્રી લલકારવા માંડેછે** કે—" તાતા થેઇ થેઇ શ્યામ "—સહુ ઊચરે રે લોલ,

તે પ્રમાણે પ્રભુ ઠમક ઠમક ડગ ભરે રે લોલ. ૨૨૭
**મદનમોહન વ્હાલો મધુરૂ મધુરૂ ગાય છે રે લોલ,**
ચરણ ચાલતાં મધૂરિ વેણુ વાયછે રે લોલ. ૨૩૧
ગોપિ ને ગોવિંદ મળી ફુંદડી ફરે રે લોલ,
" હાર્યા હરી "—શબ્દ પરસ્પરે ઊચરે રે લોલ. ૨૩૨
અન્યો અન્ય રિસાવે, કરે મનામણાં રે લોલ,
જુગલ રૂપ તણાં લેઉં હું તો ભાંમણાં રે લોલ. ૨૩૩
રાધા રિસાવ્યાં મનાવે મોહનલાલજી રે લોલ,
વળી રાધા મનાવે મદન ગોપાળજી રે લોલ. ૨૩૪
અમર અંતરિક્ષે ચકિત થયા જોઇને રે લોલ,
જોઈ રૂપ રહી દેવદારા મોહિને રે લોલ. ૨૩૫
**સજળ મેઘ સંગ ઝળકે જેવિ દામની રે લોલ,**
દર્શે દેવને તે વિધે કૃષ્ણ કામની રે લોલ. ૨૩૭
જાણે સૌ—મ્હારી પાસે ઉભાં છે શ્રીહરી રે લોલ,
એવી અલબેલા વ્હાલાજીએ વિધી કરી રે લોલ. ૨૪૦

આ રાસ-રમણ પછી, સૌ યમુના તીરે જળક્રીડા ખેલવા જાય છે. ત્યાં મહાકવિ પ્રેમાનંદે " ચંદ્રહાસ આખ્યાન " માં વર્ણવેલી " જળક્રીડા " ને પણ ટક્કર મારે તેવું " **જળક્રીડાનું વર્ણન** " દયારામ કવિ રજુ કરેછે. જુઓ દ. ર. મા. ભાગ ૧ પાનું. ૩ કવિતા નંબર. ૯.

કવિ કહેછે કે, આમ હરિમિલનનું સુખ, સંતોષ પર્યંત ભોગવીને—

" ગોપી લાગિ પ્રભુને પાય, કરિ પ્રદક્ષિણા રે લોલ..."

જ્યારે તેમણે આમ વિદાયગીરી માગી, ત્યારે હરિ અંતરધ્યાન થયા, અને જળક્રીડા સમાપ્ત થઇ; મતલબકે ભજનાનંદમાં તદાકાર બનેલી ભક્ત જીવનના તન-મનની તમામ વૃત્તિઓ, સંસારની ઉપાધિમાં વિખરાઇ ગઇ. હરિ અદર્શ થયા, ને ભજનાનંદનું રમણ સમાપ્ત થયું. **આ પછી કવિ એક મુદ્દાની વાત રજુ કરેછે** કે-

" પરત્રિયાશું શો વિહાર, બ્રહ્મ રૂપને રે લોલ ?..."

એવો સંદેહ, આ રાસપંચધ્યાયીની કથા સાંભળીને પરિક્ષિત રાજાને થયો. શુકદેવજી તેનું સમાધાન કરતાં બોલ્યા—હે રાજન !—

" પૂર્ણ બ્રહ્મ મધ્યે, **દોશબુદ્ધિ** કયમ વશી રે લોલ ? "

વળી તે બોલ્યા કે-જેણે રચ્યું સર્વ વિશ્વ, સર્વ માંહિ જે વશ્યો રે લોલ;
ભોગી ભોગ્ય ઉભય આપ, દોશ છે કશો રે લોલ? ૨૫૭
અમર અન્યને કરે છે એજ જેહનું રે લોલ;
**કેમ ભાસ્યું છિદ્ર ભૂપ! તુંને તેહનૂં રે લોલ?** ૨૬૧

પોતાના શ્રૃંગારી કાવ્ય પર આમ **જોઇતો ખુલાસો પુરો પાડી,** કવિ અંતે પોતાનું નામ, ઠામ, વિગેરે કેટલીક માહિતી આપતાં ગાય છે કે—

નદી નર્મદાની તીરે ચંડિગ્રામ છે રે લોલ; કવિ કેરો તે સ્થળે વિશ્રામ છે રે લોલ. ૨૮૧
નાગર સાઠોદરો, વિપ્ર શેવક સ્યામનો રે લોલ; વૈશ્નવ વલ્લભી ને પુત્ર પ્રભુરામનો રે લોલ. ૨૮૨

આ કાવ્ય કવિએ કયે સ્થળે, કઇ સાલમાં લખ્યું, તે હકીકત હાથ લાગતી નથી; પણ પુખ્ત ઉમ્મરે મનની ભાવિકદશામાં લખ્યું હોવું જોઇએ.

## ૨ લીલાનાં કાવ્યો.

હવે **બીજા નમુના તરીકે** મુરલિ લીલા, કમળ લિલા, પત્ર લીલા, રૂપ લીલા અને માન લીલા એ પાંચ કાવ્યો આપણે તપાસવાનાં છે. કવિએ ૩૯ વરસની વયે સંવત. ૧૮૬૨ મા ડભોઇ મુકામે તે લખ્યાં કેહેવાય છે. એમાંનુ—

### મુરલિ લીલા.

એ નામનુ સુંદર ન્હાંનુ કાવ્ય ૪ ગરબીઓ અને ૧ પદનું બનેલું છે. **તે સ્ત્રીના ઝેરીલા સ્વભાવનું આબેહુબ ભાંન કરાવે છે.** કૃશ્ન-સ્વરૂપ અને વસ્ત્રાલંકારથી મોહિત થયેલી એક ગોપી, બીજીને કૃશ્ન-કૌતુકની વાત કરતાં કેહે છે કે, એંણે તો "કોડી સાટે એક રત્ન વેચી દીધું છે! મતલબકે—

"સુધા થકી અધરામૃત મોંઘુ, વેણુંને તે વેચ્યૂં જી;
બ્હેની! એ અધરામૃતે છિદ્ર પુરાયાં, વેણું મધુર બોલ્યું જી."

આ વેણું વગાડતા એકવાર શ્રીકૃશ્ન મ્હારે આંગણે થૈ ને ચાલ્યા, ને...

"મ્હારૂં તો મન એવું મોહ્યું, જેમ બેઠી મધ પર માખ જી;
વારે વારે જાંણે કહું ને ભૂલું, વારે વારે કહુ એહ જી."

મ્હેં તો નિશ્ચય કર્યો, કે કાલે ગોપનો વેશ લઇ કૃશ્ન સાથે ગેડી દડો રમવાને બ્હાંને મિલાપ સુખ લેવું. **બીજી ગરબીમાં** રાધા, એ સખીને કહે છે-એમ શું કરવા કરે છે? આજેજ આપણે વનમાં જઇને **આખું વાંસનું વન સળગાવી** દઇએ. પછી કેમ? એકજ વખતે શોક્યનું સાલ જશે, ને ટાઢક થશે. કોઇ પુછશે તો કહીશું કે, શું વાંસ ઉછેરનારે એવુ ધાર્યું હશે, કે જે વાંસની કૃશ્ને વાંસળી બનાવી, તે વાંસ ઉચ્છરે, ને કૃશ્નનું અધરામૃત પાન કરે! એવા વાંસના કટકાને તો એ હઠ હોયજ

શાંનો ? **કૃષ્ણનુ અધરામૃત પીવાનો હક માત્ર રાધાને,** અને તેથી ઉતરતો અન્ય ગોપિઓને છે, એમ સર્વ-માન્ય વાત છે; છતાં તું કહે છે તેમ, એ ધણિયાપુ શાંની લઇ બેઠી છે ?

> બ્હેની ! તું કહેશે કે ખાર શેં આવડો, એના ઊપર કરતી જી;
> મોર મુઆ એને સ્વરે નાચે છે, જાંણે મેઘની ધારા પડતી જી.
> પર્વત શિખર ઉપરનાં પક્ષિ, એનો સ્વર સુંણીને નાચે જી;
> વાંસલડી પાંસલડી કોરી, પશુ-પક્ષીને ડુલવે જી.

આમ ઝેરથી પૂરી ઉશ્કેરાયલી રાધા આગળ વધીને કહે છે કે—

> ચાલ સખી ! આવૂં હૂં સાથે, જૈને વાંસ લગાડૂં જી;
> વેરણિયાનું વેર તો આજે, જુગ બાધે જગાડૂં જી.
> માહારા આંબા નાંખશે ગોડી, જોઇએ એનાથી શું થાયે જી.

**ત્રીજી ગરબીમાં,** રાધા જેટલી ઇર્ષાને નહીં આધીન થયેલી-**લલિતા,** ડાહ્યકાઇથી **કેહે છે કે-" એમ તો ન થાય.** એ વેણુંને તું દુશ્મન દેખે છે, પણ એતો સુખકર છે. શ્રીકૃષ્ણ જયારે એના ઉપર પૂર્ણ રાગથી ખેલે છે, ત્યારે આપણને પરમ આનંદ સાથે મ્હાલવાનું મન થઇ આવે છે." એમ બોલી, વેણુંનાદની લ્હેરમાં દેવ દેવાંગનાઓ પણ કેવી પરવશ બની જાય છે, તે કહી બતાવે છે; અને **૪ થી ગરબીમાં** પશુ-પક્ષી અને જડવસ્તુને પણ, એ વેણું-નાદની કેવી તાલાવેલી લાગે છે, તે કહીને વાંસલડિના મધુરા સુરનો મહિમા વધારી, **લલિતા ન્યાય બુદ્ધિથી રાધાને કહે છે**—તે વેણુંને કેમજ કહિયે, કાંઇ સારૂં માઠૂં જી;

> **ત્હારે અંગે એક સ્હેવાય ન,** જો પડયું કંઇ ચાઠૂં જી.
> તો જો તું અલિ ! વેણું અંગે, છિદ્ર કેટલાં સાર્યાં જી !
> એ દુઃખ શું એને નહીં અગે ? મન માર્યાં તો સુખ ધાર્યાં જી.

વળી તે બોલી—જો કે હું ત્હારીજ છું, તોપણ ન્યાયની ખાતર કેહેવું પડશે, કે **તાહારે આવડું ઝેર કરવું ઘટતું નથી.** પછી અંતે એક પદ વડે રાધા લલિતાને આમ વાંસળિનો પક્ષ કરવા માટે ઠપકો આપીને કહે છે કે, તું આમ કેમ બોલે છે ? એણે અનેક રહારનું દુઃખ વેઠયું હશે, તે એની ગરજે. કૃષ્ણનું અધરામૃત ચાખવાની લાલચે-તેમાં આપણે શું ? **આપણા સુખની ભાગીદારણ થનાર એ કોણ?** એને શો હક છે ? એ તો આપણી વેરણ કેહેવાય. તેને પૂરી કર્યેજ પાર. એવીને જીવતી ગખવાની તાહારી વકિલાત કેમ ચાલી શકે ? કયારે એનું નિકંદન જાય ને માહારી લ્હાય ઓલાય. પણ મ્હારી થઇને ત્હારે એનીજ વકિલાત કરવી હોય, તો જા. આજથી માહારી સાથે રહીશ નહીં. પણ જો તો ખરી—

બ્હેની ! એ નિર્દય છે કેવી ! તે તુજને કહી દાખું જી;
**એકવાર મ્હેં લીધી કરમાં,** સમ ખાઇ સત્ય ભાખૂં જી.
**વગાડવા લાગી હું વ્હાલે, પણ રજે નવ બોલી જી !**
શું અધરામૃત મ્હારૂં માહૂં !! તુલના કાંઇ ન તોલી જી.

**આહાવી વેરણને જીવતી રાખૂં, તો મ્હને ધિક્કાર છે.** તોપણ સલ્હા શાંતિની ખાતર, તું વચલો-ડાહ્યો-માર્ગ બતાવીશ, તો હું છેક મૂર્ખ નથી, કે તે ના સાંભળુ. **આમ ગોષ્ટિ ચાલી રહી છે, એવામાં** શ્રીકૃષ્ણ આવી પોહોચે છે. મોહ ભરી મોરલી બજાવી-મધુરી બંસો વગાડી-સૌને ગુલતાન કરી નાંખે છે. એ તાલાવેલીમાં, રાધા વિગેરે સર્વે ભાન ભૂલી જાય છે, વાંસલડિ સાથેનું **વેર વિસરી જાય છે, એટલુંજ નહીં પણ,** એ મોહભરી બંસી વાગતી ચાલુ રાખવા આજીજી કરે છે. આમ કહી, કવિ આ ન્હાંના સુંદર કાવ્યની સમાપ્તિ કરે છે.

**કમળ લીલા—**

આ કાવ્ય ૧૪ પદનું છે. સંકળના એવી છે કે, શ્રીકૃષ્ણને મારવાના અનેક પ્રયત્નમાં નિષ્ફળ નિવડેલો કંસરાજા નારદમુનિને સલ્હા પુછે છે. બીજા પદમાં નારદ તેને યુક્તિ બતાવે છે કે—

" કાલિ ઉરગ રહેતો યમુનામાં, ત્યાં થકિ કમળ મંગાવો..." આ સાંભળી કંસ ખુશી થાય છે, ને ૩ જા પદમાં પોતાના ખંડિયા રાજા નંદરાય પાસે દૂત મોકલે છે.

" નંદ યમુના સ્નાન કરી આવ્યા, દુત ઊભો દિઠો દ્વાર;
દુત પત્ર આપીને ઊભો, જણાવિયા નૃપ વિચાર. " [ પદ ૪ ]

પાંચમા પદમાં નંદરાજા કંસનો આવેલો પત્ર વાંચે છે—

" જો મુજને નહિં ફૂલ મોકલો, તો વૃજ ઉજ્જડ કરિ નાંખુ;
નંદ, ઉપનંદ [ કૃષ્ણ ] સર્વેને લખિયું, કોઇને જીવતા નવ રાખું.
પત્ર વાંચિ નંદ ભય પામ્યા૦ "

૬ ઠ્ઠા પદમાં ગોવાળિયાના રાજા નંદરાય, સર્વ ગોપ મંડળીને, માથે આવેલુ સંકટ કહી સંભળાવે છે, ને ૭ મા પદમાં તે સર્વે નિશ્વાસ નાંખી બોલી ઉઠે છે કે—

" રે! આવિ ચઢયો વૃજ જન ઊપર કાળ,
ક્યાં વસિયે ? હવે શું કરીયે સહુ ? કરે કોપ કંસ ભૂપાળ. "

૮ મા પદમાં કંસના પત્રની હકિકત નંદરાયના આવાસમાં જાણ થતાં, રાંણી વિગેરે શોકાતુર બને છે, ને કહે છે કે—

" કાલિદ્રહનાં કમળ મંગાવે ! તે કોણ આંણી આપે !!
કાંહાંન રાય જો હોય વડો તો, કષ્ટ કુડાં સહુ કાપે.
એમ કહેતાં દ્વય નયન ઢળિયાં, નંદ ઘરમાં દુઃખ ઝાંખ્યુ. "

કૃષ્ણ બાળક હોવાથી આમ **બધાં ફિકરમાં પડયાં.** ૯ મા પદમાં, વનમાં ગાયો ચારવા ગયેલા શ્રીકૃષ્ણને ખબર પડતાં—

"માતપિતા દુઃખ પામે જાંણી, આવ્યા શ્યામ, રામ-બે સાથ,
દુઃખ દુર કરવા મનમાં વસિયુ, પ્રથમ બોલ્યા ત્રિભુવન નાથ;
વિઠ્ઠલે જાંણી વનમાં વાત—
મુજને વાત સમજાવો પિતાશ્રી, કરોશું મનમાં તમો વિચાર?"
(નંદરાય કૃષ્ણને—) શું કહું પ્રાણ પ્યારા તમને હું? કચ્છે અશુભ નૃપ નિરધાર..
વિઠ્ઠલે જાંણી વનમાં વાત૦—
જ્યારથી જન્મ થયો હરિ તમારો, ત્યારથી દુઃખ દે રાય;
દયાના પ્રીતમ કુળ દેવતા કરતા, જ્યાંહિ ત્યાંહિથી તુજને સ્હાય.
**વિઠ્ઠલે જાંણી વનમાં વાત૦—**
૧૦ મા પદમાં શ્રી કૃષ્ણ, દુઃખી પિતાને શાંતવન આપે છે કે—
"જો તમે કો' છો, કરે દેવ સ્હાય; તો તે દેવ સ્હાય કરે આપણી,
વૃજજન દુઃખી નવ થાય૦—
પિતા તમે ઝુરો શું કરવા? **એમ વદી માયા આવરણ નાંખ્યું.**
દયાના પ્રિતમે માત પિતાને, મહા સુખ તર્ત દાખ્યું
જો તમે કો' છો૦—

૧૧ મા પદમાં નંદરાયને ધીરજ આપી, શ્રીકૃષ્ણ, બાળ સાથીઓ સાથે ગેડીદડો મંગાવી-યમુના તીરે-રમવા જાય છે. ૧૨ મા પદમાં "ફુટબૉલ" ની ઈંગ્રેજી રમતને મળતી **"ગેડીદડાની રમત"** નું વર્ણન આવે છે. (જુઓ દ-ર-મા-ભાગ ૧ પાનુ ૩ કવિતા નંબર ૮) આ વર્ણન કવિની પુર્વાવસ્થાના આનંદી ખેલનું ભાન કરાવે છે. તેરમા પદમાં કવિ કહે છે કે—"એમ ગયા યમુના નિકટ ભગવાન.

મન માંહે છે કામ કમળનું, સખાને સમજાવી ખેલની સાન. ટેક.
સરત કરી સાંમળિયે સાચી, દડો **યમુનામાં નાંખે તે લાવે;**
દયાનો પ્રિતમ દાવમાં ખેલે, હરિજનને મન હરિ ભાવે. એમ ગયા૦—"

**૧૪** મા પદમાં ગેડી દડાની રમત ચાલુ રહે છે. તેમાં શ્રીકૃષ્ણ શ્રીદામાનો દડો લઈ જોરથી ગેડી મારે છે, ને **"દડો જમુનામાં જૈ પડિયો."** ગોપ મંડળી સૌ નાચવા તથા કૂદવા લાગી, કે કૃષ્ણ પોતાનીજ સરતથી કેવા ફસાયા છે! જમુનામાં પડીને હવે દડો કઢાશે શી રીતે? શ્રીદામો દડો ગયાથી-દડો મ્હારો આંણી આપો-એમ કહી રોવા લાગ્યો, ને બોલ્યો-"બીજા વ્હાલા, તે તેમનામાંથી કોઈનો નહીં, અને હું અળખામણો, કે મ્હારો દડો લઈ તમે ગુમ કર્યો? હવે તો બસ પાછો

લાવી આપો, તોજ કેડો મુકીશ." ૧૫ મા પદમાં કવિ, કૃષ્ણ મુખે બાળચેષ્ટાનું ઘણુ સારૂ વર્ણન કરાવે છે. કૃષ્ણ કેહેછે કે—"ફેંટ છોડિ દે મ્હારિ શ્રીદામા !

શા માટે તું રાઢ વધારે ? છે તુચ્છ વાત. કહે શ્યામ૦—ટેક.
મ્હારિ ગેંદ હું આપું બદલે, મુકો કરવિ ઠગાઇ;
ન્હાંના મ્હોટી કરતાં જાશે, ચતુર ! કહું ચતુરાઇ." ફેંટ છોડિ૦

શ્રીદામો કહે છે, "તમે મ્હોટા-રાજાના કુંવર, અને અમે ગરિબના બાળ, તેથી અમારાથી તમારી વસ્તુ શેં લેવાય, ને શેં ઝિરવાય ! મ્હને તો મ્હારો દડોજ પાછો લાવી આપો. વળી ૧૬ મા પદમાં કહે છે કે, તમે કોઇ ધૂતારા લાગો છો, કે આમ ફોસલાવો છો. મ્હારા દડાને બદલે તમારો દડો લેવામાં પણ સુખ નથી. તમે ઘેર જઇ રહો, ને હું દડો માગ્યો ન આપું-તો નાહક મ્હારાં રંક માબાપ પર રાજ કુટુંબની ધાડ આવે; માટે **મ્હારે તો બીજું કંઇજ ખપતું નથી**. મ્હને મ્હારો પોતાનો દડો પાછો આપો એટલે બસ." એના ઉત્તરમાં—

"કૃષ્ન કહે શું ધૂર્તાઇ કરી મ્હેં, તે તો તું દેખાડ;
**મુખ સંભાળી બોલજે બાળક,** નહિંતો થાશે મ્હોટિ લઢવાડ."

શ્રીદામો બોલ્યા-આમ **માહારી** સાથે **નાહક કંઝો છો, ને કંસ આગળ તો હાથ જોડો છો.** જાઓને, જોર હોય તો કંસે માગેલાં કમળ લાવી આપો, તો ખરૂં કહેવાય. ૧૭ મા પદમાં કૃષ્ન કહે છે-"શું મ્હેંણું માર્યું અલ્યા ! તેં મુજને ?

કંસનાં કમળ પહેલાં મોકલાવું, પછે જોર જણાવું હું તુજને. ટેક.
સત્ય કહું અલ્યા ! કમળને કાજે, આવ્યો હું આંણે ઠાર;
બાપડો કંસ મુજને શું જીતે ? કરો મનમાંહિ કાંઇ વિચાર. શું મ્હેંણું૦—"

એમ કહી કંસે મારવા મોકલેલા "બકાસુર વધ," શકટા સુર વધ, ઇત્યાદી સ્વ પરાક્રમનું સ્મરણ કરાવી પ્રતિજ્ઞા લેતા હોય તેમ બોલ્યા કે, "જે કાલિદ્રહમાં કોઇ ન જાય, ત્યાં જઈ કાલિનાગને પકડિ લાવું તોજ ખરો." એમ નાને મોંઢે મોટા બોલ બોલી ૧૮ મા પદમાં કવિ કહેછે કે, શ્રિદામે પકડેલી ફેંટ શ્રીકૃષ્ને જોરથી છોડાવી પોતે કદંબ **વૃક્ષપર ચઢી ગયા.** ગોપ મંડળી સૌ "હે, હે" કરી હસવા તથા તાળી પાડવા લાગી કે, શ્યામને શ્રીદામાની કેવી બ્હીક લાગી છે, કે આમ ન્હાશીને ઝાડે ચઢી ગયા. બીજી તરફથી શ્રીદામો રોવા લાગ્યો ને બોલ્યો-જા બચ્ચા ! નાશી જા. હું હમણાં જઇને-"દડો લેઉં જસોદા પાસે માગી." વળી બોલ્યા કે—

"માર ખવડાવું તુજને વિઠ્ઠલ, સંતાયો કદંબ પર મુજને મારી..."

એમ કહી **ગાળો દેવા તથા ઉભો ઉભો રોવા લાગ્યો.** એટલામાં કૃષ્ને

પેહેરેલા પિતાંબરનો કછોટો મારી એકદમ **જમુનાજીમાં ભુસ્કો માર્યો;** અને ૧૯ મા પદમાં— "હાય હાય ! કરી સખા રડયા સહુ ત્યાંય,

દડા કાજે શ્રિદામાએ, નંદનંદન માર્યો અહાંય." ટેક.

**અહિં** કાવ્યનો **એક પ્રવેશ પુરો થઇ, બીજો શરૂ થાય છે.** જ્યારે આ પ્રમાણે અહીં બને છે, તેજ વખતે ઘરમાં માતા યશોદાને રસોઇ કરવા જતાં છીંક નડે છે. ખયકાઇને ફરી જતાં બિલાડી આડે આવે છે. **આમ એક પછી એક અપશુકન નડે છે,** ને ગભરાયલી માતા શ્રીકૃશ્ન માટે–ઓરડો ને આંગણુ, ઉમરો ને ઓરડો–એમ પળે પળે આધી પાછી થતી નજરે પડે છે. ૨૦ મા પદમાં ઘેર આવતા નંદરાજાને પણ તેવાજ અપશુકન નડે છે, ને ૨૧મા પદમાં–" નંદ ધરૂણીને પૂછે વાત,

વદન વિખરાઇ ગયું કયમ તાહારૂં ? ક્યાં ગયા બળ,–મોહન ભ્રાત ?" ટેક.

યશોદાજી જવાબમાં નડેલા અપશુકનની હકિકત કહે છે, ને નંદરાય અધિરાઇથી "કૃશ્ન ક્યાં છે ?"–એમ પૂછે છે. ૨૨ મા પદમાં દિલગિર થયેલાં માતપિતાને, શોક સમાચાર, નીચેના અસરકારક શબ્દોમાં નિવેદન થાય છે.

"મહા દુઃખ પામ્યા નંદરાય.
ક્ષણુ ભીતર, ક્ષણુ આંગણુ આવે; ક્ષણુ બેસે, ક્ષણુ ઊભા થાય. ટેક.
**એવે સર્વ સખા રડતા આવ્યા,** ત્રાહ્ય ત્રાહ્ય કરે પોકાર;
આતુર થયા નંદ અતીશે મનમાં, આજ કાંઇ વિઘ્ન થયું નિરધાર. મહા દુઃખ૦
ચકિત થઇ બે પુછવા લાગ્યાં, કહો વાત અમને દુઃખદાય;
ગોપ મંડળી બોલી—" દયાનો પ્રીતમ રમતાં કદંબ ચઢી, કાલીદ્રહમાં કૂદી પડયો રાય."

એ સાંભળી યશોદા ૨૩ મા પદને વિષે કહે છે કે—

"આ તે સ્વપ્નું કે સાચું કહેવાય ?
સૂતાં સ્હેજે ભુજગ ડસ્યો નહીં, ક્રુર વેણુ શ્રવણે સંભળાય. ટેક.
ધરણી પડી અકળાઇ યશોદા, યમુના તટ દોડિ ગયા નંદરાય;
બાળક સહુ નંદ સાથે દોડયા, ત્રાહ્ય ત્રાહ્ય વૃજ જનમાં થાય. આ તે૦

૨૪ મા પદમાં જમુના તીરે આવેલા નંદરાય તથા વૃજવાસીઓને, બાળ ગોપ મંડળી–**અહીંથી કૃશ્ન કુદી પડયા**–એમ કહે છે; તેજ સાથે નંદરાજા, તે સ્થાનેથી પડતુ મુકવા તૈયાર થાય છે. લોક તેમને વારે છે, ત્યારે તે કહે છે કે—

"ઘડિ પળ વાટ જોઉં વિઠ્ઠલની, પછેં વૃજ જન ! પાડું દેહ."

પદ ૨૫–૨૬ માં ઘેર ટળવળતી માતાને ગોપિઓ નાંના પ્રકારે મન વળાવે છે તે હકીકત આવે છે અને ૨૭ મા પદમાં **પુત્ર સ્નેહના દુઃખે ઘેલી બનેલી જસોદા** તથા ગોપિઓ જમુના તીરે દોડી આવે છે. ૨૮ મા પદમાં દુઃખી વૃજવાસી-

ઓ પોકાર કરે છે કે—હે વિઠ્ઠલ ! તમે જળમાં શું કરો છો ? માબાપ ઝૂરે છે, તેની તો દયા લાવો, ને જળમાંથી ઝટ ઉપર આવો. બળરામ તેમને ધીરજ આપે છે કે—

"એને કાજે ન કરવી ઉદાસી, એણે કર્યું હશે કામ તપાશી..."

**અહીંથી** કાવ્યનો **ત્રીજો પ્રવેશ શરૂ થાય છે;** ને ૨૯ મા પદમાં જમુનામાં પડતુ મુકેલા શ્રીકૃષ્ન-કાળિ નાગ સૂતો છે ત્યાં જાય છે. નાગણીઓ રૂપાળુ બાળક ભટકતુ આવ્યું સમઝી, તેને ક્હે છે-જતો રહે. નહીં 'તો બળિને ભસ્મ થઈ જઇશ." કૃષ્ન તે સાંભળી હશીને કહે છે-મ્હને કંસે નાગ જોવા મોકલ્યો છે, માટે જગાડો. નાગણીઓ અણસમઝુ જક્કી બાળક ધારી તેને બહુ સમઝાવે છે પણ શ્રીકૃષ્ન ૩૦મા પદમાં કહે છે કે-"**શું તમે ડરાવો ફ્ણિધરથી મ્હને ?**

કહ્યું માંનિ તમારી હઠ છાંડો, મ્હને લઇ જાઓ નાગપતિની કને. ટેક.

નાગણીયો-જોઇ તુજને દયા મન આવે, તું કોનો સુત અહીં આવ્યો ?

મરો કસ, નિર્વંશ થાઓ ઝટ, જે તુજને અહિં પઠાવ્યો. શું તમે૦

શ્રીકૃષ્ન—કંસને મારિશું, ધરણિને ધારિશું, જગાડિએ કાળને આજ નારી;

દયાના પ્રિતમનાં વચન સુંણિને, વારંવાર વારે નાગણી મોરારી." શું તમે૦

**કૃશ્ન કંઇ ગણકારતા નથી.** ઉલટા ૩૧ મા પદમાં **સૂતેલા નાગને લાતમારી જગાડે છે.** ઝબકી ઉઠેલો નાગ છંછેડાઇને બાળક સ્હાંમો ધશી આવે છે. કૃષ્ન તેને પૂંછડેથી ઉછાળીને પટકે છે **ને, દ્વંદ્વ યુદ્ધની તૈયારી થાય છે.** ૩૨ મા પદમાં શ્રીકૃષ્ન દાંત પીસીને બોલે છે કે—

" આ કાલિને વૃજલોક દેખાડું, કમળભાર એના પર ભરિને, મુજબળની સમઝ પાડું. ટેક.

માત પિતા અતિશે દુઃખ પામે, દર્શન દેઉં વાર ન લાવું;

મનમાં એમ વિચાર કરે હરિ, હવે કાળિં મોદ વધરાવું. આ કાલિને૦

એમ બોલી નિજ લીલા વિસ્તારી. આ અસાધારણ પરાક્રમ જોઇને ૩૩ મા પદમાં નાગણીઓ સૌ વિસ્મય થઇ કહે છે-આ બાળક તો કોઇ કારમું લાગે છે ! સુંદર છે, કોમળ છે, તેના પર-યમુનાનુ નીર પણ બળી જાય તેવી-હળાહળ વિષ જવાળા વરસે છે; તોયે તે લગારે દાઝતું નથી-ડરતું નથી-ને આહાવા મહાસમર્થ નાગને હંફાવે છે ! ! એણે જંત્ર મંત્ર તો સાધ્યા નહી હોય ! જુઓને—

"એને અંગે અડકે નહિં વિષજવાળા, બચ્યો અદ્યાપિ-પુણ્યવંત પિતુ માતા!"

એટલામાં હરિએ વિસ્તારેલી માયાના પ્રભાવે કાળિનાગે ગર્વથી ફુલાઇને બાળકૃષ્નને નિજ અંગમાં લપેટી લીધા-નાગણીઓ ગભરાઇ ગઈ. અત્રે કવિ ૩૪ મા પદમાં કહે છે કે—" પ્રભુ અંતરયામિ સહુ જાણે છે, અહિરાજ મન જે ફુલાયો;

દયાના પ્રીતમે અંગ વિસ્તાર્યું, કાળિ દેહ સહિત ડુલાયો.
ફરગે લીધા હરી લપેટી૦—" પછી ૩૫ મા પદમાં કવિ કહે છે કે—

" જ્યારે શ્યામે દેહ અતિ વિસ્તાર્યો,
તડતડાટ અંગ તુટવા લાગ્યું, "શરણ, શરણ,"—અહિરાજ પુકાર્યો. ટેક.
એ વાણી સુણતાં કરૂણામય, તરત ગયા સંકુચાઇ;
એહ વચન સુણિ દ્રુપદ સુતાને, સુખ દીધું દામોદર ધાઇ. જ્યારે શ્યામે૦
એહ વચન ગજરાજનું સુણતાં, ગરૂડ ચઢિ ધાયા જદુરાઇ;
એહ વચન સુણી લાક્ષાગૃહથી, કરિ પાંડવને હરિ સ્હાઇ. જ્યારે શ્યામે૦

કાલિનાગે "શરણ, શરણ" એમ પોકાર કર્યો, તેજ રીતે જે ભક્તે હરિશરણ માગેલું, તેમના પદ્છાના ઇસારા કરી કવિ ૩૬ મા પદમાં કહે છે કે પછી શ્રીકૃષ્ણ—

" કુદી ચઢયા તેના માથાપર, કરે કાળિ વિચાર;
શ્રવણે સાંભળી એવિ વાણિ જે, થયો વ્રજમાં હરિ અવતાર.
અધુના ગોકુળમાંહિ અવતર્યાં, સુણિ નારદથી એવી વાત;
સ્તુતિ કરવા લાગ્યો સહસ્રાનન, ધન્ય ધન્ય હે જગતાત !

વળી ૩૭ મા પદમાં કાળિનાગ વધુ સ્તુતિ કરે છે કે–" રેહરિ દર્શન હર્ષિત થયો.
પૂર્ણ બ્રહ્મ સનાતન છો હરિ, હરિજન કાજ અવતાર ગ્રહ્યો." ટેક.
પદ ૩૮ માં સ્તુતિ ચાલુજ રેહેછે કે–" હવે હરિવર ! કરો હુંને સનાથ.
કોટિ કોટિ કીટ સમહરિ હું નહીં, દ્યો દર્શન હે જગનાથ !
અશરણ શરણ કહેવાઓ હરિહર, સુણો હરિજનની ઝટ વાત;
મમ અપરાધ ક્ષમા સહુ કીજે, થાશે હરજી ! ઘણિ ત્હારિ ખ્યાત. હવે હરિવર૦"

એ સ્તુતિથી પ્રસન્ન થઇ **કાળિનાગની ફેંણ ઉપર કૃષ્ણે પગ મુકી** તેના તનના તાપ ટાળ્યા. પછી ૩૯ મા પદમાં–એ અરસામાં–યશોદા બળરામને અધિરાઇથી પૂછેછે કે "કૃષ્ણ કયાં ગયો ?" બળરામ–હમણાં આવશે–કહી તેને ધીરજ આપે છે; ત્યારે વળી ૪૦ મા પદમાં વ્રજવાસીઓ અધીરા બની કહેછે કે—

"સભ્રદારના જળ મધ્યે શું પેઠા ? થવા આવ્યા યુગયામ..."

એટલું કહેતામાં તો **શ્રીકૃષ્ણ પાણી ઉપર દેખાયા;** અને ૪૧ મા પદમાં કવિ ગાય છે કે—

" આવે ફરગપર બેશી સ્યામ, નંદ યશોદા, ગોપ ગોપિ કહે, વળિ કહે બળરામ. ટેક.
મોર મુકુટ વિશાળ લોચન, છે શ્રવણ કુંડળ લોલ;
કટિ પીતાંબર વેશ નટવર, નાચે ફણિપર હરિશ્રી અડોલ. આવે ફરગ પર૦

દેવદેવિ દુંદુભિ વગાડે, સુમન સગણુ વર્ષાય;
દયાનો પ્રીતમ વાર વાર બોલાવી, વ્રજ જન હર્ષ ફૂલાય. "

૪૨ મા પદમાં શ્રી કૃષ્ણને જીવતા આવ્યા જોઇ નિજજન બહુ હરખાય છે, ને ૪૩મા પદમાં પ્રભુની પ્રભુતા જણાવવા, અને વિસ્મય ઉપજાવવા કવિ કહેછે કે—

" જળ મધ્યે યુગયામ રહ્યા હરિ, તોય લ્હોવાયું નહિં-કર્યું ચંદન,
જે કાછ કછિયો તે છે તેવો, પીતાંબર પલવટ મુકુટ રસાળ;
જાણે ગિરિ ઉપર મોર આનંદિત, મુકુટ શોભા તેવિ વિશાળ,
ફેણુ પ્રતિ પ્રતિ નાચે છે નંદન. જળ મધ્યે૦—"

૪૪ મા પદમાં **કૃષ્ણ કાલિનાગની ફણાપર નાચે છે તેની શોભા** વર્ણવતાં કવિ ગાય છે કે— " ગોપાળલાલ નાચે, ફણા પર એમ.
જાણે ગિરિવર પર વારિદ વરસે, મોર આનંદી રાચે જેમ." ટેક.

૪૫ મા પદમાં શ્રીકૃષ્ણે જે જે ભક્તો પર કૃપા કરેલી તેની હકીકત આવે છે. ૪૬ માં કૃષ્ણને કર જોડી નાગણીઓ નાગને છોડવા વિનવે છે, તેમજ પ્રભુ-પદથી નાગને પાવન થયેલો જોઇ, નાગણીઓ તેનું અહોભાગ્ય માંને છે, અને ૪૭ મા પદમાં કહે છે કે, જે જે ભક્તો પર પ્રભુએ કૃપા કરેલી છે, તે કાલીનાગપર કરેલી કૃપાથી હેઠ છે. તેનું કારણ ૫૩મા પદમા કવિ સમઝાવે છે-તે પ્રમાણે છે. પછી ૪૮—૪૯ પદમાં પ્રભુના **ચરણસ્પર્શનો મહિમા,** કવિ, અનેક ભક્ત જનોને શરણે લીધાનાં દ્રષ્ટાંત આપી ગાય છે; અને ૫૦ મા પદમાં **નાગ સ્તુતિ કરે છે કે—**

" વંદુ ચરણ સરોજ તમારા, સુંદર શ્યામ કમળ દળ લોચન,
લલિત ત્રિભંગી પ્રાણપ્યારા..." ૫૧ મા પદમાં સ્તુતિ ચાલુ રહેછે કે,

" ગિરિધર, વ્રજધર, હે મુરલીધર; માધવ પીતાંબરધર, મુકુટધર, ગોપધર, હે દ્રગધર!
શંખધર, સારંગધર, ચક્રધર, ગદાધર, હે રસધર! અધર સુધાધર, કુંભુ કંઠધર;
કૌસ્તુભ-મણિધર-ધર; હે વનમાળ ધર ! ગિરિધર૦—

મોતિમાળધર, કટિ કિંકિણીધર, ભ્રગુ રેખાધર, હે ! પદ્મ હસ્તધર !
લક્ષ્મીધર, વળિ ગુંજમાળધર; કાલિ-ફણુ પ્રતિચરણુ કમળધર ! ગિરિધર૦—

અધ્રધર, અનધ્રધર, અનંગધર; યોગધર, શાસ્ત્રધર. હે વેદધર !
દયા પ્રિતમ જગતધર, ભગતધર, દુષ્ટ કંસના હરિ કેશધર ! ગિરિધર૦—

પછી ૫૨ મા પદમાં જય-જયકાર વર્ણવતાં કવિ કહેછે કે—
નાગણીઓ આગળ સહુ ઊભી, નયને ઢાળતી નીર,
" અમને દાન આપો-પતિ છોડો, સુંદર શ્યામ શરીર ! "

આવ્યા નિકળી પહેરી મણિભૂષણ, પીત વસન કટિ ચીર,
દયાના પ્રિતમને ભુજ ભરિ ભેટે, થઇ જનનિ-જનક અધીર.

૫૩ મા પદમાં કાળિનાગ બીજા ભકતો કરતાં વધારે કૃપાપાત્ર કેમ થયો તેનું કારણ કવિ ખુબીભેર સમઝાવે છે, કે ગરૂડના ત્રાસથી યમુનાને તળિયે જઇ કાળિનાગ ભરાયો છે, એવું સાંભળી કૃષ્ને કૃપા કરી, કમળને મ્હાને ત્યાં જઇ, તેના શિષને ચરણ સ્પર્શથી ભૂષિત કર્યું-પાવન કર્યું-એ છે, એમ કહી કવિ ૫૪ મા પદમાં ગાય છે કે-

" જય જય ધુનિ અમર નભ કરતા.
ધન્ય ધન્ય જગદીશ ગુસાંઇ, હરિ-હરિજનનું દુઃખ હરતા. ( એમ કહી )
સ્તુતિ કરી, અહિપતિ કુટુંબ લેઇ, ચાલ્યો પોતાને ઓક:
દયાનો પ્રિતમ, માત તાતને મળિઓ, દૂર કર્યો તન શોક.' જય જય૦

૫૫ મા પદમાં કૃષ્નને જસોદા હેતથી હૃદયે ચાંપી હકિકત પુછેછે. તે શ્રીકૃષ્ન અથઇતી કહી સંભળાવે છે અને કહે છે કે—

ગ્વાલ સંગ મળિ ગેંદ ખેલતાં, આવ્યા યમુના તીર;
કોઇએ લેઈ મુને નાંખી દીધો, કાલીદ્રહ કેરે નીર.
ઉરગે અવલોકયો મુજને, પુછયું-" કોણે મોકલ્યો બાળ ? "
મ્હેં કહ્યું નૃપ કંસે મોકલ્યો, કમળ લેવા રસાળ;
એમ સુણી-ડરી-કમળ દીધાં, વળિ મુને મુકી ગયો બાહાર.

પછી ૫૬ મા પદમાં સૌ ભેગાં મળી યમુના તીરે દહીં, માંખણ, પકવાન વીગેરે ઘેરથી મંગાવી, ખાઇ પી આનંદ કરેછે; ને ૫૭ મા પદમાં શ્રીકૃષ્ન નંદરાયને કહે છે કે—

" તરત કમળ મોકલો નંદરાય ! સુણો તાત હવે વિલંબ ન કરવો,
નહિં તો ચઢી આવશે કંસરાય. " ટેક.

પછી નંદરાય કમળ મંગાવી, વિનય ભર્યો પત્ર લખી, તે કંસને મોકલે છે. ૫૮ પદમાં એક સહસ્ત્ર શકટ ભરી કમળ મોકલ્યાનું, તથા નંદરાયે પત્ર મોકલી ગોપ સાથે શો સંદેશો કહેવરાવેલો, તે વાત આવે છે. નંદરાજા કહે છે કે, "કંસને કહેજો કે, મ્હારા બાળકે આંણેલાં આ કમળ મોકલ્યાં છે. તે અંગીકાર કરો. આપે ફકત એક કરોડજ મંગાવ્યાં હતાં, પણ બાળક તો ત્રણ કરોડ ઉચકી લાવ્યો. તેથી વધારે મોકલ્યાં છે. વળી કંઇ મ્હારા સરખુ કામ હોય તો ફરમાવજો."-એમ કહીને કમળ આપજો. ૫૯ મા પદમાં કમળનાં ગાડાં આવે છે, તેની કંસરાજાને જાંણ થતાં, મહેલમાંથી બહાર આવી તે જુવેછે, ને તાજુબ થાય છે. ગોપમંડળી નંદનો સંદેશો કહી, કમળ સોંપેછે-એ હકીકત આવે છે. ૬૦ મા પદમાં **જંખવાંણો પડેલો કંસરાજા,** શ્રીકૃષ્નની પ્રભુતા જોઇને વધારે મુંઝાય છે. કે " એ તે કેવો છે કે મ્હારૂં કંઈજ

ફાવતું નથી ! કાળીનાગના ભયથી પણ બચીને કમળ ઉસડી લાવ્યો ! હવે શું કરૂ ?" પછી ૬૧ મા પદમ **અંતરમાં દાઝતા પણ ઉપરથી પ્રસન્ન વદનવાળા,** કંસે આવેલાનો સતકાર કરી, નંદરાજાને શિરપાવ મોકલ્યો; તથા ગોપમંડળીને પણ ઘટતાં ઇનામ આપી રાજી કર્યા; અને કહાવ્યું કે "આ પુરૂષાર્થ જોઈ હું બહુ રાજી થયોછું ને કૃષ્ણકુંવરને ફરી એકવાર મળવાની બહુ ઇચ્છા છે, માટે અનુકુળતાએ મોકલજો." પછી ૬૨ મા પદમાં કંસ કૃષ્ણના પરાક્રમથી ચીઢાયેલો, તેનું **નિકંદન કાઢવા તૈયાર થાય છે,** ને કેવાં વલખાં મારે છે, તે હકીકત આવે છે. ૬૩ મા પદમાં કંસને કમળ આપી ખુશી થતા પાછા આવેલા ગોપને જોઇ સહુ હરખાય છે, ને તેઓ ત્યાંની હકીકત કહી સંભળાવે છે–તે વાત આવે છે. તે પછી **આ સુંદર કાવ્યની** સમાપ્તિ ૬૪ મા પદમાં કરતાં કવિ કહેછે કેઃ—

આનંદ કરે યમુના તટ વ્રજ જન, ખેલ્યાં રેલ્યાં દિવસ મોઝાંર;
**મહા સુખ શ્યામ બચ્યા કાળીથી,** કંસ રિઝયો–એ ધન્ય વિચાર.

એ રીતે સૌ આનંદમાં ગરકાવ થાય છે. કેમકે શ્રીકૃષ્ણ કાળિનાગના ભયથી બચ્યા, ને કમળ આવ્યાં જોઇ, કંસ પણ ખુશી થયો–એથી બીજુ શું જોઇએ ! આમ છતાં કૃષ્ણ–બળરામ તો, કંસનો આવેલો સંદેશો સાંભળી **ચેતી ગયા, કે વળિ કાંઈ બીજુ સંકટ આવશે ખરૂ.** પરંતુ જાંણે કંઇજ ન હોય તેમ સૌ ભેગા, આનંદોત્સવમાં, ભાગ લેવા મંડયા. કવિ આટલુ બોલી કાવ્યની સમાપ્તિ કરે છે, ને કહેછે કે, જે કોઈ આ કમળ લીલા ગાશે તેને ગોલોકની પ્રાપ્તિ થશે... ઇતિશ્રી...

## માનલીલા.

દ–દા–સં. માંથી કવિતાઓ વીંણી કાઢીયે તો આ નામનું એક સુંદર કાવ્ય ઉપસ્થિત થઇ શકે છે. હાલતો ત્રણજ કવિતાઓ હાથ લાગેલી રજુ કરીએ છીયે.

રાગ–પ્રભાત.

(૧) માન કહી તું મેરી, હેરિ રાધેજુ ! માન કહીં.
યામેં દોઉનકો હિત હે રિ રાધેજુ૦
બિતત પલક સો તેરે બાબાકી, કાહે લગાવત દેરી. હે રિ રાધેજુ૦
કલ ન લાલનકોં તેરે મિલન બિના, લલના ચાહે ધનેરિ;
ઉઠ ચલ હિલ મિલ દયા પ્રિતમસોં, છાંડ કલ્પના તેરી. હે રિ રાધેજુ૦

(૨) તોહે પરી કહા એતી, હે રિ લલિતાજુ ! તોહે પરી કહાયેતી૦
પરિ પરિ પાય મનાવે, હે રિ લલિતાજુ ! ,,
બેર બેર બિનય કરત કર જોરી, લાંચ બદે બિન કેતી. હે રિ૦
મોંસો કહત કછુ, ઉનસો કહત કછુ, તુંહિ કરત ફજેતી;
દયાકે પ્રિતમજુકી હિતકરની તો, પ્રથમ સીખ ક્યોં ન દેતી ? હે રિ૦

પદ—રાગ ભૈરવી–ગત દીપચંદી. દ–કા–સુ. પાનું ૨૩૮.

(૩) ગુજરિયાં ! તું ક્યોં ન બોલે ? તેરે પિયુજી બોલાવે, તો બોલ.
શ્રીરાધે ! તું ક્યોં ન બોલે ? તેરે પિયુજી૦— ટેક.
દેખન દેરી તેરો બદન ચંદ્ર મોહે, યેં ક્યોં લિયો ચિત ચોર. ગુજરિયાં૦
મત કર હઠ, ગોરિ ! મનમોહનસોં, હસકર ઘૂંઘટ ખોલ. ,,
દયાકે પ્રિતમજુકી પ્રાનકી પ્યારી, કોઇ ત્રિયા નહિં તેરે તોલ. ,,

## પત્રલીલા.

આ ન્હાંના કાવ્યની ઉત્પત્તી, રાધાકૃષ્ને અન્યોન્ય લખેલા ખુબી ભર્યા પત્રોમાં છે પહેલા પદમાં શ્રીકૃષ્ને શ્રીદામાને કરેલી ફરીયાદની વાત આવે છે. જુઓ દ–ર. મા. ભાગ ૧ પાનુ ૪ કવિતા નંબર ૧૦–આ બોલવું કવિની છેલ્લ પુર્વાવસ્થાની સાચવી રાખેલી નોંધ પણ કેમ ન હોય ? બીજા પદમાં શ્રીદામો રાધાને મનાવા જાય છે. ત્રીજામાં રાધા તેને ના પાડે છે, ને ચોરની શાખ્યવાળા શ્રીકૃષ્નના દૂત થવામાં માલ નથી એમ સમજાવે છે. ચોથામાં શ્રીદામો શ્રીકૃષ્ને આપેલો પત્ર રાધાને બતાવે છે. પાંચમામાં **રાધા તેને તરછોડી કાઢેછે;** ત્યારે તે દૂતત્વનો દાવ ખેલવા [ રાધાને વ્હાલો થઇ કાર્ય સાધવા ] શ્રીકૃષ્નનું ઘસાતુ બોલે છે. ચતુર રાધા ચેતી જઇ, છઠ્ઠામાં કહેછે કે “ નિંદા કરિને વાતજ લેવી ” એ નહીં બને. શ્રીદામો નિરાશ થઇ પત્ર સાથે પાછો વળે છે. **એ પત્ર વાંચ્યો હોત તો ઠીક થાત**-એવો પસ્તાવો કરતી રાધા લલિતાને બોલાવીને કહેછે કે, “ પત્ર આવે ને જાણુ ન થાય, રત્ન નીકળે-જીવે ગાય ” કર એવો સખી ! તૂં ઉપાય. લલિતા રસ્તે જતા શ્રીદામાને જઈ મળે છે. શ્રીદામો તેને, તે ઉપરથી રાધા રીસાયાનું કારણ પુછી આવવા કહે છે. ‘ કૃષ્ને કાગળ લખી આપ્યો હોય તો બતાવો, તોજ તે બનશે ” એમ લલિતા કહેછે. તેથી ભોળો શ્રીદામો તે કૃષ્નનો કાગળ આપે છે. ૭ મા પદમાં લલિતા તે લઇ યુક્તીથી સંતાડી, બીજો કૃત્રીમ કાગળ હાથમાં દેખાતો રાખી, ઠગારી લલિતા શ્રીદામાને આડી વાતે ચઢાવી એકાએક ચડભડીહાલઢી ઉડે છે; ને શ્રીદામો કાગળ પાછો માગે છે. “જા, નથી આપતા ” કહી લલિતા, પેલો તરકટી કાગળ ફાડી નાખી, મતલબ સાધી, રાધા પાસે પોબારા ગણી જાય છે. ૮ મા પદમાં લલિતાએ આંણેલો કાગળ રાધા વાંચે છે, તે દરમીયાન શ્રીકૃષ્ન, નિષ્ફળ થૈ પાછા આવેલા શ્રીદામાને, વિશાખાને બોલાવવા મોકલે છે. નવમામાં શ્રીદામો વિશાખાને બોલાવી લાવે છે. કૃષ્ન તેને “રાધા કેમ રિસાઇ છે ” તે જાંણી લાવવા મોકલે છે. ૧૦ મા પદમાં એ વિશાખા રાધા પાસે આવી તેને મનાવવા પ્રયત્ન કરે છે. રાધા તેને કહે છે–“ જા, આ મ્હારા પત્રનો જવાબ લઇ આવ, એટલે આવીશ. ” ૧૧ માં–“ આપ્યો પત્ર વિશાખાએ જોઇ, વાંચે વિઠ્ઠલ નિઃસંદેહ.”

**પત્ર વાંચી શ્રીકૃષ્ને જવાબ લખી આપ્યો,** તે લઇ વિશાખા રાધા પાસે હરખાતી આવી. ૧૨ માં રાધા તે પત્ર વાંચેછે, ને શંકાશિલ બની, ૧૩ મા પદમાં વિશાખાને પુછેછે કે—" અલિ વિશાખા ! સમજી કે નહીં, બોલને બાળા ! બોલ;
પત્ર તણો તેં કેવો કરિયો, તન મનમાંહી તોલ. ? "

૧૪ મા તથા ૧૫ મા પદમાં વધારે શંકાઓ કહી બતાવે છે, ને ૧૬ માં વળી, ખુલાસા સારૂ રાધા બીજો પત્ર લખી આપે છે. તે લઇ વિશાખા કૃષ્ન પાસે આવે છે. ૧૭ મા પદમાં કૃષ્ન તે પત્ર વાંચી હા પાડે છે; પણ વિશાખા કહેછે કે, **રાધાની માગણી શબ્દે શબ્દ કબુલ કરોછો,—એવું લખી આપો,** તોજ બનશે. કૃષ્ન તે કબુલ કરી બોલ્યા—

" હમણાં દિન વાંકા છે મ્હારા, તેથી વાંકાં સર્વે થાય;
તમે કહો તેમ લખવું મ્હારે, કોનો વાંક પછે કહાય. ? "

૧૮ મા પદમાં શ્રીકૃષ્ન, માગી કબુલત લખી આપે છે. તે લઇ વિશાખા હરખાતી રાધા પાસે ગઇ; ને શ્રીકૃષ્નનો પત્ર બતાવ્યો. એ પત્ર વાંચતાં રાધા ૧૯ મા પદમાં સિદ્ધિ વાતને વાંકી પાડે છે, ને વિશાખા ચિઢાઇને કહે છે કે—

" હવે અમારે કારજ કરવા, જવું નહીં–એની કે ત્હારી પાસ. "
રાધા તેને મનાવે છે. ત્યારે વિશાખા કહેછે કે—
" એને ત્હારે ગોઠે તો જાજે, હું તો જાઉછું મ્હારે વાસ,
ઘર ઘરનાં રાજા સર્વે, શેણે સ્વિકારૂ થાવા દાસ ? "

આખરે રાધા તેને શાંત પાડી, કૃષ્ન પાસે જવા માટે ૨૦ મા પદમાં શણગાર સજે છે; અને ૨૧ મા એટલે છેલ્લા પદમાં રાધા કૃષ્નને જઇ મળેછે. પછી કાવ્યની સમાપ્તિ કરતાં કવિ લખેછે કે—" દયાશંકર દર્ભાવતી સેવે, મુળ ચાંણોદ નિવાસ,
શક અષ્ટાદશ બાસટમાંહે, દયા પ્રીતમે પૂરી આશ. "

મતલબ કે, કવિએ આ કાવ્ય ડભોઇમાં, સંવત ૧૮૬૨ માં લખ્યું હતું.

## રૂપ લીલા.

બાર પદના આ નાના કાવ્યમાં કાંઇ ખાસ કાવ્ય–ચમત્કાર નજરે પડતો નથી તોપણ રાધાએ મોકલેલી લલિતા, બીજી સખી પાસેથી શ્રીકૃષ્નની નાત, જાત, તથા રૂપ જાણવા ચાહે છે. બીજા પદમાં એ સખી તેને હશી કાહાડે છે કે, રાધા આ શી ગાંડાઇ કરેછે, કે પાણી પીને ઘર પુછેછે ! કૃષ્ન સાથે સ્નેહ બાંધીને પછી, તેની નાત જાત પૂછે, એવી તો એ એકજ ઘેલી દેખું.

દામોદર દરિયામાં ડુબી ગઈ ઘેલી, હવે શેં તરે સખિ થૈ ડાહી !
વ્હાલનું વ્હાંણુ કરો વનિતા તમે, વળિ સંગનિ રૂડી સજાઈ.

તો તરિયા( =ત્રિયા ! ) ત્રિકમવર તારે, બીજું ન જોઇએ કાંઇ;
દાસ દયાનો પ્રીતમ ભજવો, નિશદિન દેવું સાંઇ.

વળી ૩ જા પદમાં સલ્હા આપે છે કે, તું જાતે જઇને કૃષ્નને પૂછ, એટલે તે કહેશે. તેથી ૪ થા પદમાં લલિતા જાતે પુછવા જાય છે તેને ૫ મા પદમાં—

કૃષ્ન કહે ઇચ્છા મુજને વરવા, ( પણ ) તૂં દાસી–હું દેવ,
તદપિ ત્હારી અમે સ્વિકારૂ, ઊંચ છતાં–નિચ સેવ...ટેક.

લલિતા કેહે છે, હકિકત તો રાધાને જાણવી છે. માહારે નહીં. કૃષ્ને તરત જવાબ આપ્યો, ત્યારેતો એનેજ મોકલજે એટલે કહીશ. રાધામિલાપની કૃષ્ને રચેલી યુક્તિ ચતુર લલિતા ઝટ સમઝી ગઇ ને બોલી, ના તે નહિં આવે. કેહેવું હોય તો મ્હને કહો. કૃષ્ન ના પાડે છે. લલિતા કેહે છે–મ્હને કેહેતાં, તમારૂં શું ઓછુ થૈ જાય છે, તે આમ હઠ કરોછો. પદ ૬ થી ૮ સુધીની આ મતલબ છે. પછી ૯ માં શ્રીકૃષ્ન બીજી યુક્તિ લડાવે છે, કે તું તો રાધાની સખી–દાસી, તેની મોકલેલી પુછવા આવેલી, ત્યાં આમ હઠ સાથે આગવી હાંકવાનો અધિકારજ ક્યાં છે ? પણ અમારે શું ? કદાચ રાધાને નામે તું ત્હારૂ કામ કાઢી લેવા માગતી હોય, તો કોને ખબર ? એમ હોય તોયે અમારે શું ? રાધા એનું ફોડી લેશે. હું તો ત્હારા ઊમળકાની આડે આવવા ઇચ્છતો નથી, એમ કહી ૧૦ મા પદમાં તેનો સત્કાર કરવા હાથ લંબાવ્યો. હસવાનુ ખસવુ થયુ જોઇને લજ્જિત લલિતા નાશી છુટી ને ૧૧ મા પદમાં તે રાધાને ફરિયાદ કરવા લાગી કે—" બ્હેની ! શું કહું તુજને પેર,

વાત કઢાવા દાસ થઇ હું, ત્યારે કરવા આવ્યો મેહેર, ટેક
ધોળે દાહાડે ધરણીપતિ ધાયો, કરવા મુજ પર કેર;
નાસતાં નાસતાં મ્હારિ પડી ગઈ, કામિની કંઠની સેર–બ્હેની શું૦—
તું લેજે સખિ ! પાર એહનો, જાઉં હું માહારે ઘેર;
દાસ દયાનો પ્રીતમ જાણ્યો, ધર્યો ગર્વ તે સર્વે ગેર—

" ૧૨ મા અને છેલ્લા પદમાં રાધા લલિતાને કેહે છે–" ઠીક છે. એક પ્રસંગ એવો લાવીશ કે એજ આવીને નાત, જાત, રૂપ, બધું કહી જશે. કદાચ તેમ નહીં બને તોપછી એનો સંગજ તજી દઇશ.

### ૩ વિવાહ વર્ણનનાં કાવ્યો—

કવિના કાવ્ય સૌંદર્યનો ત્રીજો નમુનો આ કાવ્યોમાં પણ આપણે જોઇ શકીયે છીયે. નમુના તરીકે માત્ર બેજ કાવ્યો ૧ રૂકિમણી વિવાહ અને ૨ સત્યભામા વિવાહ તપાસી જોઇએ.

### —રૂકિમણી વિવાહ—

કવિને ટિખળ કરવાની ટેવ હતી તેનું ભાન આપણને રૂકિમણી વિવાહ–

એ કાવ્યના રાગનુ મથાળુ જોતાં થઇ શકે છે જુઓ વાંચો-દ. ર. મા. ભાગ ૧ પાંનુ ૧૦ પ્રકરણ ૩ ની લીંટી પાંચમી-પછી વૈશ્નવને છાજે તેવી રીતે—

"પ્રથમ શ્રી ગુરૂ-પદ પ્રણમું પ્રીતે, શ્રીકૃષ્ન-રૂપ રૂદે ધરૂં રે,
શ્રી રૂકિમણીજીનો વિવાહ સંક્ષેપે, પદ બંધ પ્રેમ ધરી કરૂં રે." એવું મંગલાચરણ કરી કવિ શ્રી કેહેછે કે-"શ્રી ભાગવત દશમ સ્કંધ મધ્યે, ત્રેપનમા અધ્યા વિષે રે,
શુકજી કેહે સુણો રાય! રૂકિમણીનું, હરણ કર્યું દ્વારિકાંધીશેરે."

એ રીતે મીડું ૧ કડી ૧-૨ માં પ્રસ્તાવના કરી કથા એવી રસભરી રીતે આરંભે છેકે સ્ત્રીઓ ભાવથી તે ગાવાને લલચાય છે. વિદર્ભ દેશના ભિમકરાજા કુંદનપુરમાં રેહે છે. તેને પાંચ સંતાનમાં કુંવર રૂકમૈયો અને કુંવરી રૂકિમણી એમ બે મુખ્ય સંતાન છે. કન્યાકાળે કુંવરીના વર તરીકે સૌ શ્રીકૃષ્નને પસંદ કરે છે; પણ **રૂકમૈયાને એ ભરવાડનો દીકરો ગમતો નથી**, તેથી તે શિશુપાળને તેડાવે છે. આ વાત બ્હેનને રૂચતી નથી. તેથી તે એક કાગળ લખી આપી બ્રાહ્મણને દ્વારિકાં મોકલે છે. એ આવેલા બ્રાહ્મણનું સન્માન કરી શ્રીકૃષ્ન પુછેછે કે—

"કહો રૂષિ કારણ પધાર્યાનું હાવાં, કોણ દેશ થકી આવિયા રે,
વૈદર્ભ દેશ વિષે અમો વશિયે, પત્ર આપ્યો એક લાવિયા રે. ૨૭

શ્રીકૃષ્ન એ પત્ર વાંચે છે. જુઓ દ. ર. મા. ભાગ ૧ પાંનુ ૧૪ લીટી ૧૨ આ પત્ર વાંચી કૃશ્ન તૈયાર થઇ ( મીડું ૨ માં— )

"કહ્યું સારથીને રથ લાવ મ્હારો શિઘ્રે સજ કરી રે,
કેહેતામાં લાવ્યો, તત્કાળ ,આરૂઢ થયા હરી રે. ૪
પછે ખબર પધાર્યાની ભિમકરાજાએ સાંભળી રે,
સ્હાંમા આવી કર્યું સન્માન, પ્રિતેથી હળી મળી રે. ૧૧
જોઈ સ્વરૂપ સુઘડતા શ્રીકૃષ્નની, મોહ પામ્યું સહુ રે,
**આતો વર છે શ્રી રૂકિમણી જોગ,** જોડુ શોભે બહુ રે. ૨૦

પછી પાર્વતિ પૂજન અને રૂકિમણી હરણની વાતથી ચોંકેલા મેહેમાનો કેહે છે કે,

( વલણ ) "અરે આ શું થયું! કૃશ્ને કર્યું કન્યા હરણ રે,
શું મ્હોઢું કોઇને દેખાડિશું-આ થકી સારૂં મરણ રે."

પછી મીડું ૩ માં કવિ કેહે છે કે—

"માન ભંગ થયા રે સર્વે ભૂપતી, તેણે ધારી એ જુદ્ધ,
પાછા વળતાં તો નાક જાય છે, કન્યો લ્યો કરી જુદ્ધ.
જે જે બોલો શ્રી રૂકિમણીનાથની·— ૩
આવ્યા બાંણનો મેહ વરસાવતા, રીસે બળતા સહુ રાય,

જાદવ સેના ઢાંકી લીધી શસ્ત્રવડે, દાંત પીસંતા જાય. જે જે૦— ૪
વળતી જાદવ જુદ્ધમાં વીફર્યા, વીંધ્યાં સહુનાં શરીર,
સેન્યા મારિ સુવાડી રે સાથમાં, નાઠા વીર મુકીને ધીર. ,, ૪
પછે રૂકમૈઓ પુરમાં પેઠો નહીં, વાસ્યુ ભુજ કચ્છ શેહેર,
" પણ " લીધાનું ફળ એ-પટા પડ્યા, જવાયું નહીં ઘેર. ,, ૧૮

પાછળ પડેલા સૈન્યને આમ હરાવી નસાડી શ્રીકૃષ્ન રૂકિમણી સાથે દ્વારિકાં આવી આનંદ મંગળ સાથે યથાવિધી **લગ્ન જાહેર કરે છે** ત્યાર બાદ ત્રીજા મીડાની ૩૩ મી કડી દ્વારા કવિ કાવ્યનો વિસ્તાર કેટલો છે તે કેહે છે. જુઓ દ. ૨. મા. ભાગ ૧ યાંનુ ૧૪ લીટી ૧૮ અને તે પછી નમ્રતા સાથે અંતમાં કવિ ગાય છે કે—

વલણુ—" કરતા હરતા શ્રી મહાપ્રભુ રે, હું તો કેહેવા માત્ર,
સુંણજો ભણજો ભાવ ધરીને, થાશો સહુ સુખ પાત્ર." ૪૩

આ કાવ્ય કવિએ કયારે કયાં લખ્યું, તે હકીકત હાથ લાગતી નથી.

## સત્યભામા વિવાહ—

રૂકિમણી વિવાહથી ઉલટી રીતે એટલે સંક્ષેપમાં નહી, પણ વિસ્તારથી કવિ પછી **સત્યભામા વિવાહ** ગાય છે; કેમકે વિવાહનો હરખ, વરઘોડાની શોભા, લગ્ન વિધિ, જમણવારનો નાગરી ઠાઠ, નાંના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનની ગણત્રી, પહેરામણીનું વર્ણન આદી ગાઈ બતાવવાની આ રસિયા કવિની હોંશ તે રીતે ઠીક પુરી કરી શકાશે એમ કવિને લાગ્યું હોવું જોઇએ. તેથી શ્રીકૃષ્નનો વિવાહ ગાવાને નિમિત્તે કવિએ આ કાવ્ય રચવાનું કામ હાથ પર લીધું જણાય છે. ચોપાઇ રાગમાં આરંભ કરતાં કવિ ગાય છે કે—"શુભમતિ દ્યો દયો ગુણ ગાય, શ્રી સત્યભામાનો વિવ્હાય,

શ્રીમદ્ ભાગવત ભર્યું રે આનંદ, જેમાં રસનીધી દશમસ્કંદ. ૨
તેનો છપ્પન મો અધ્યાય, શ્રીમાંતકમાણુનો મહીમાય;
તેમાં હરી-સતભામા લગ્ન, સુંણતાં થાય સહુ મન મગ્ન. ૩
સોળ સહસ્ત્ર અષ્ટ પરણ્યા નાથ, ક્યહું પ્હોળા નથી કીધા હાથ,
કયહું છળ બળ, કહિં ચોરી કરી, રીત સહીત ઘાં પરણ્યા શ્રીહરી. ૪-૫

આમ કાવ્યનો આધાર અને પ્રયોજન કહીને કવિ કથા શરૂ કરે છે કે-**દ્વારા મતિમાં ઉગ્રસેન રાજા પાસે ૫૬ કોટી જાદવ રહેતા હતા.** તેમાંનો એક સત્રાજીત, શ્રીસૂર્યનારાયણનો ભારે ઉપાસક હોવાથી, તેને સૂર્યે પ્રસન્ન થઇ પોતાનો વાહાલો સીમાંતકમણિ આપ્યો હતો. એ—

દિવ્યમાન તેજસ્વિ અપાર, કનક ઝરે નિત્ય ૨૪ ભાર,
નિત પ્રતિ તેનું પૂજન કરે, બ્હાર જાય તો કંઠે ધરે. ૮-૯

એક દિવસ કંઠે ધરિ મણી, સત્રાજીત આવ્યો સભા ભણી.

આવીને યોગ્ય સન્માન પામી, તે ઉગ્રસેનના દરબારમાં યોગ્યાસને બેઠો. એટલે બધા દરબારિઓમાંથી શ્રીકૃષ્ણ ઉભા થઇને બોલ્યા કે—

સુંણો સત્રાજીત મ્હારી વાત, જેથી જશ વાધે વિખ્યાત;
સૂર્યભક્તિ તમે કરિ ઘણી, મોટું ભાગ્ય પામ્યા આ મણી. ૧૩
**હવે એ ભેટ ભૂપને** (=ઉગ્રસેનને) **ધરો,** કહ્યું હમારૂં જો તમે કરો,
મણિ શોભે એ રાજદ્વાર, આપણને સેવા અધિકાર. ૧૪
એવું વચન બોલ્યા જુગદીશ, સુંણી સત્રાજિતને ચઢિ રીસ,
ગર્વે ભર્યું કહ્યું એક વચન, સુંણતાં સભા–સહિત રાજંન. ૧૫
"મણિ માગો શૂં લજ્જા પરહરી, સુરજ સેવ્યા છે મ્હેં શ્રમ કરી."
એવું કહી આવ્યો નિજ ધામ, મણિ પધરાવ્યો પૂજાને કામ. ૧૬

એ સત્રાજીતનો ભાઇ એકવાર એ મણિ ગળામાં પેહેરીને શિકાર કરવા વનમાં ગયો. ત્યાં એને એક સિંહ મળ્યો. જુઓ દ. ર. મા–ભાગ ૧ પાનું–૧૪ કવિતા નંબર–૪–આ પછી **ભાઇ શિકારેથી પાછો ન આવ્યાથી ચિંતાતુર સત્રાજિતે** સભામાં પોતાનું અપમાન કરનાર **શ્રીકૃષ્ણ** પર લાગ સાધીને **આળ મુકયું** કે–મણિ લેવા સારૂ જરૂર કૃષ્ને એને વનમાં મરાવી નંખાવ્યો. આ મ્હેણું ટાળવા કેટલાકને સાથે લઇ કૃષ્ન તેની શોધ કરવા વનમાં ગયા, ને ઘોડાનાં પડેલાં પગલાંને આધારે ચાલતાં સત્રાજિતનો ભાઇ ઘોડા સાથેજ મુવેલો પડેલો દીઠો. તેના શરિરે સિંહ–નખના ઉઝરડા જોઇ આગળ જતાં, એક મુવેલો સિંહ પણ મળી આવ્યો. તેનું શરીર વળી નખે ઉતરડાયેલું દેખી આગળ જાય છે તો, **સીમાંતક મણિ સાથે રમતી એક રૂપાળી કન્યા દીઠી.** કૃષ્ને તેની પાસેથી મણી લીધો, એટલે **તે રોઇ પડી,** તે સાંભળી જાંબુવાન ધાઇ આવ્યો. તેને કૃષ્ને દ્વંદ્વ યુદ્ધમાં હરાવ્યો. ને એ રીંછ રાજને–"સાંભર્યું વચન કહ્યું રઘુનાથ રે..."કૃષ્ન થઇ વઢીશું તુજ સાથે રે,

તેથી લજ્જા તેનું મન પામ્યૂં રે, કીધૂં સ્તવન ચરણ શીર નામ્યૂં રે. ૧૦

પછી જાંબુવંતી કન્યા પરણાવી પહેરામણીમાં પેલો સીમાંતક મણી આપ્યો. તે લઇ કૃષ્ન સર્વ સાથે દ્વારામતિ આવ્યા, ને ઉગ્રસેનના દરબારમાં સત્રાજીતને બોલાવી સર્વ સમક્ષ મણી તેને પાછો આપી વનમાં બનેલી સત્ય વાત **જાહેર કરી.** કવિ કહે છે કે પછી...સત્રાજીત—

વીતી વાત તે સરવે જાંણી રે, સભામાંથી ઉઠયો લજ્જા પાંમી રે;
પસ્તાતો આવ્યો પોતાને ઘેર રે, કીધૂં સમર્થ સાથે વેર રે. ૧૩
(વલણ) સમર્થ સાથે વેર કીધૂં ને કરવો કોણ ઉપાય રે;

પ્રભુ રોશ મુકી પ્રસન્ન મુજ પર, કોણ રીતે થાય રે. ૧૪
જો સંબંધ જોડુ સાંકડો તો, જાય મનનું ઝેર રે,
પુત્રી પરણાવું પ્રેમથી, તો જામાત્ર આવે ઘેર રે. ૧૫

આમ ધારી સત્રાજિતે લગ્નનું કેહેણ મોકલ્યું ને સૌ રાજી થયાં. કવિ કેહે છે કે–(રાગ ધનાસરી)–ગજ ઉપર મ્હેલી સર્વે શર્કરા વ્હેંચી, ઠારે ઠારે લખી કંકોતરીજી. ૧૩–૧૪
પ્રભુને પીઠી ચોળવા મંદીર માનુનિ જાય, લાવે લાડકા લાડુ સ્વજંનજી ૧૭

શિવ પાર્વતિ, ઈંદ્ર નારદાદી દેવો તથા રૂષિઓ, નવકુળ નાગ, અષ્ટ કુળ પર્વત, સાગર સરિતા, ધ્રુવ પ્રલ્હાદ આદી સર્વ કોઈ કૃષ્ણની જાંને આવ્યાની કલ્પના કરી કવિ ગાય છે કે—આવ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળનાં જે પ્રાણી,
જે કોઈ હુતા સ્વજન હરીદાસજી. ૨૯
સહુકો સાથ થઇ સુખમાં વિવ્હા મ્હાલે છે, વૃદ્ધ યૌવન ને વળી બાળજી. ૩૨
સર્વ લગ્નને દાહાડે કારજ કરવું તે કીધું, એટલે વરઘોડાની વેળા થઇજી. ૩૭
ખાનપાન કરીને જાન સજ થૈ છે, સર્વ શોભા ન જાય મુખે કહીજી. ૩૮

—વરઘોડાનું ધોળ—

નખ શિખ આભ્રણ પ્હેરિયાં, ઉપર ઓઢી અનૂપમ શાલ,
ખૂંપ ધરિને આંજી આંખડીરે. કાજળ ટપકું કિધૂંછે ગાલ.
વરઘોડો હ્રષિકેશનો–જુઓ જુઓ રે જગતના લોક, વૈભવ વિઠ્ઠલેશનો. ૫
પુષ્પમાળા ગજરા બ્હેરખા, **ચારૂ મોજડી પ્હેરિ બે ચર્ણ,**
બ્હેની સજોડે લૂંણ હલાવે, અશ્વે ચઢી આવે અશરણ શર્ણ;
વરઘોડો૦—જુઓ જુઓ રે૦—વૈભવ૦—

પછી સાબેલા હાથી, ઘોડા, રથ, પાલખી, અને સાજનની શોભાના વર્ણન માટે જુઓ કડી ૯ ( દ. ર. મા. ભાગ ૧ પાનું ૧૪ કવિતા નંબર=૫ ) આગળ ચાલતાં કવિ ગાય છે કે— ગુણિજન ગાન કરે ઘણું, કરે અપ્સરા વળિ નૃત્ય,
વાજીંત્ર વાગે વિધ વિધ તણાં રે, ઊરેં નોબત ગડગડે અત્ય–વરઘોડો૦—૧૨
આતસબાજી ઉડે ઘણી, ધ્વજા પતાકા વિશાળ,
પ્રગટ કીધી છે કોટી દીપિકા રે, સૌકો દીસંતાં ઝાકઝમાળ. ,, ૧૩
વાજતે ગાજતે આવિયા, સહુકો જાનિવાસાને ઠામ,
મામે ઊતાર્યા કેડે લઇ રે, વરઘોડેથી સુંદર શ્યામ. ,, ૧૫

તે પછી લગનવિધી વર્ણવીને કવિ કેહે છે કે— ( ઢાળ )
રીતે પ્રીતે પ્રભુ માંહેરામાં આવ્યા, સુંદર સ્વરૂપ જોઇ સહુને મન ભાવ્યા,
કવી કે' શું કહુ ? મુજમાં મતી થોડી, સતભામા શ્રીકૃષ્ણ ભલે મળી જોડી ૪–૧૬

પછી માંહેરામાં આવી વરકન્યા પરણે છે તેના હસ્તમેળાપ, કંસાર જમણ, પાન છાંટણું વીગેરે વીધી ગાઇ સંભળાવી કવિ, **જ્ઞાતિ ભોજનનું પરમ સુંદર વર્ણન** રજુ કરે છે. જુઓ દ. ર. મા. ભાગ ૧ પાનુ ૧૫ મું.

તે પછી કડી ૧૩ થી ૩૧ સુધી જે છટાભર્યું વર્ણન આવે છે, તેથી કવિ શાક પાક વીગેરે ભોજન સામગ્રીના કેવા રશિયા હતા, પાક શાસ્ત્ર કેવું સારૂ જાંણતા હતા–તેનું વાંચનારને ભાન થાય છે. વાંચનારના મુખમાં સ્વાદ ઉભરાઇ આવે છે, એ **તેની ખાસ ખુબી** છે. આ વરણન રાજશાહી ભોજન ઠાઠ, દક્ષિણી જમણની સુઘડ રીતી અને ઇંગ્રેજોના જમણ વૈભવને ટક્કર મારી ઝાંખો પાડી નાંખે છે. વરણન સરસ છતાં અનુકુળતાના અભાવે રજુ થઇ શકતું નથી પણ દ–કા–સં. પાનુ ૮૭–૮૮ માંથી વાંચી જોવા વિનંતી છે. આ જમણવાર પછી કવિ મુખ–વાસની વાત ગાય છે કે—

પાંન પુંગીફળ લવિંગ એલાયચીરે, મૃગમદ ચૂનો ખેર સાર;
કપુર તજ તમાલપત્ર જાવંત્રી છે રે, જાયફળ આદે વસ્તૂ અપાર. સદન૦ ૩૪
એ વિધિ એમ સંતોખિયા શ્રીહરીરે, સત્રાજીત નમ્યા પ્રભૂજીને પાય,
પ્રસન્ન થઇ સહુ સંગે પધારિયારે, નિજ મંદીર શ્રીયદુરાય. સદન૦ ૩૫
ગોરવ ભોજન એ શ્રીકૃશ્નનૂં રે, જે કો શિખે સાંભળે ને ગાય;
દાસ દયો કહે ગુરૂના પ્રતાપથીરે, તેને મનવાંછિત ફળ થાય. સદન૦ ૩૬

એ રીતે શ્રીકૃશ્ન–સતભામાના લગ્ન પ્રસંગના ગોરવની નાત અથવા તો ભોજન–ગોરવની વાત કરી, લગ્નની પહેરામણી અને વિદાયગીરી ગાઇને, કવિ કાવ્ય સમાપ્તિમાં ગાય છે કે— ( વલણ )." જય શ્રીકૃશ્ન " સરવે કહો, થયો સંપૂરણ વિવાય રે,
નિર્મળ ગુણ શ્રીનાથના, જન દયાશંકર ગાયરે.

આ કાવ્ય કવિએ ક્યારે અને કયે સ્થળે લખ્યું તેનો પત્તો નથી.

---

૪ કાવ્ય ચમત્કાર અને શબ્દ માધુર્ય કવિનાં એકલાં શૃંગારી કાવ્યોમાંજ છે એમ નથી. એમનાં ધાર્મિક કાવ્યો અને ભજનોમાં પણ વાંચનારને એટલોજ રસ પડી, હૃદય પીગળી જાય, એવી જાદુભરી શક્તિ રહેલી છે; પણ સ્થળ સંકોચ અને અનુકુળતાના અભાવે એ બધાં કાવ્યોનું અત્રે નિરીક્ષણ થઇ શકે તેમ નથી તેથી રસિક વલ્લભ, ભકિત પોષણ, ક્ષમાપરાધ સ્તોત્ર જેવાં કાવ્યો દ. ર. મા. ભાગ ૨ માં તપાસીશું. હાલ તો માત્ર " રસિકરંજન " કાવ્ય નિમજ્જનની મઝાજ અનુભવી લઇએ. આ કાવ્ય કવિએ કયારે અને કયે સ્થળે લખ્યું તે હકીકત હાથ લાગતી નથી પણ તેમાંના કવિત નંબર ૧૫ તથા ૨૦૫ ને આધારે વિચાર કરતાં તે વૃદ્ધાવસ્થામાં ડભોઇમાં મરણ પથારી વશ જેવા સમયે કવિએ લખ્યું સંભવે છે. એમાં એકંદરે ૧૩૧ કવિત, ૪૦ કુંડળિઆ, ૭૩ મત્તગયંદ છદ, અને ૩૬ છપ્પા મળીને કુલ ૨૮૦

છંદોનો કવિએ સમાસ કરેલો છે. અને **"સતસૈયા"** જેવુંજ અથવા સખત ન્યાય તોળીને બોલિએ તો તેથી સ્હેજ ઉતરતું પણ ઘણુંજ **સુંદર હિંદી ભાષામાં રચેલુ આ કાવ્ય છે.** પેહેલા પ્રકરણમાં કાવ્યારંભની પ્રાર્થના કરી બીજા પ્રકરણમાં ભગવદાશ્રયની વાત કરતાં કવિશ્રી ગાય છે કે— ( કવિત )

" પતિત કે પાવન હો, અધમ ઉદ્ધારન હો; હરિ બિરૂલ અર્દ હેતુ, નર્ક કૈસે જાઉંગો ?
સુધો કછુ હોત તો, કાહેકુ મેં શર્નો લેતો ? અબ ચાહો સાધનનાથ ! કહો કાં તે લાઉંગો?
ઘરકો ગુલામ કર્યો, તોહુ રહે કર્મ ભોગ; પરમાનંદ સ્વામિદ્વાર, દાસ દુઃખ પાઉંગો !
રંક જાંનિ દયાલુ ! ડુબાઓગે જો દયાનાથ ! એકલો નહીં ડુબુંગો, બ્રદ કું ડુબાઉંગો." ૧૦

પછી પોતાની દુખિયારી વૃદ્ધાવસ્થાનો ખ્યાલ લાવી કવિ મનને સમઝાવે છે કે—

છપ્પો—કયહું ન ચલે જલ ઝાઝ, બદનકો–પૌંન ગગન બિન,
બુઝે ન દાવાનલ કછુ, જલ કલસસોં–ઘનબિન;
દુટિ ન કોટિકી મિટે કોરિતેં–ચિંતા મનિ બિન,
ત્રાસ કયોહું નહિ હોય દિપાદિકસોં–દિન મનિ બિન;
બિચ સિંધુ ઝાઝ ખગ ઉડિ થકે, કયહું ન ચલે જલ પારથલ,
તદ્દિ દયા ઓર સબ–રાખ ઇક, **ચરન શરન ગિરિધરન બલ.** ૧૫

પછી પ્રકરણ ૩ માં મનુષ્યની પામરતાની વાત આવે છે અને પ્રકરણ–૪ માં આત્મજીવન સંબધે દીઠેલી હરિ કૃપાની વાત કરતાં કેહે છે કે—( કવિત )

" પ્યાસો જાની જલ પાયો, ચૂટકી દઇ ચેતાયો;
મારગ ખુલાયો નાથ ! જાની લાજ જાત હે.
જાની બૂઝી તેરોતો અપરાધ ઓર શિશ ડાર્યો; શ્રૃંખલા ન ખુલન દિનિ, જ્યોંલોં તેરિ ઘાત હે.
લુટત છુડાયો નિશા ખાતર બચાયોં પ્રભુ, નદી બુરત ઉબાર્યો, એસી તેરી બાત હે.
અક્ષમ્ય દોશ કોપ ભુલિ, તાપેં તો આનંદ દેત, દયા ! કૃશ્ન કૃપા પ્રકટ, ઓર કેસી ન્હાત હે."૨૭

આ પછી વળી હરિની આગમ્ય લિલા વિષે બોલતાં કવિ સાનંદાશ્ચર્યે લખે છે કે–

મત્તગયદ છંદ—સાંપ સુંને દ્રગતેં, ઉરતેં ગતિ; ધ્રાંન ગહે કરિ, ઓર ન કોઇ,
પુંચ્છ પિયે જલ, પાંઉં ભખે, ગુલમ્હેરિ અજબ્બ, અલીક ન સોઇ;
અશ્રુહિતેં ઉત્પત્તિ મયૂર કિ, બીછુ ડસે પુંછેસોં, જગજોઇ,
નાથ દયા, સુધરી બિધિ સમ્રથ, કૃશ્ન કરે તબ કા નહિં હોઇ? ૪૩

પાંચમા પ્રકરણમાં "જળ ત્યાં સ્થળ, ને સ્થળ ત્યાં જળ કરવાની" પ્રભુની અગમ્ય શક્તિ–ઇશ્વિરતા–ની વાત આવે છે. ૬ ઠ્ઠા પ્રકરણમાં "રાજાને રંક, ને રંકને રાજા કરવાની ભગવદ્ ઇચ્છાની, ભાવિબળની, તથા ડાહ્યો કોણ ?–તે વિષેની વાત આવે છે. પછી પાછા કવિ ડાહ્યા છતાં અધિરા બની ગાય છે કે—

( કવિત ) " ઓખદસોં રોગ જાય, શાસ્ત્ર બોલે સાંચિ બાત,
પેં કિતને દીનમેં, સો કાહુકૂં ન જાન હે;
કોન ગોલિ કોન તીર, ભેદેગો નિશાન કહો; કેતે દૂર જાય કેતે ધાવને કૃતાત હે.
કેતિ ટેર સોયો જાગે, કોન શબ્દ હોવે ગ્યાન; કોન ભાતિ કોન બાત, છુટે ત્રિયા માન હે ?
તૈસેં કૃષ્ણનામ–મનકામના તો પુરે ખલુ, પેં કેતે દીનમેં, સો દયાનાથ જાને હે. ૬૬

સાતમા પ્રકરણમાં કવિ મનહર ભાષામાં પ્રભુ પ્રાર્થના કરે છે. તે ખાસ વાંચવા લાયક છે. જુઓ ૬–૨–મા ભાગ ૧ પાનુ. ૧૭ કવિત નંબર. ૭૮–આ ઉપરાંત ભીખની અધમતાની, મનની નિર્બળતાની, અને નાંણાંની તંગી વિષેની વાતો કરી કવિ પ્રભુ સાનિધ્યનુ સુખ ભોગવતાં શ્રીહરિ સન્મુખ ખડા થઇ, જાંણે પોતાનો દાવો લઢતા હોય એમ, કાબેલ વકિલની પેઠે, અરજ ગુજારે છે કે—

(કવિત) જો પતીત પાવન તો, મોંસો ના પતીત કોઉ, અધમ ઉદ્ધાર હોતો, મોં અધં ઉદ્ધારિયે.
જો ગરીબ કે નિવાજ, નાથ ! હું ગરીબ સાંચો; રંકકે રક્ષક હોતો, મેં હું રંક–તારિયે.
દીનકે જો બંધુ હોતો, મોંસો દીન ઓર કોન ? આરતકે ત્રાતા, મેરિ આરત નિવારિયે.
અશરન શર્ન હોતો, શરન પર્યો તિહારે, કોઇ ભાંતિ કૃષ્ન ! કામ, દયાકોં તો સારિયે. ૯૩

પછી દ્રવ્ય સંપત્તિના સુખ દુઃખની અને ભક્તિની મુશિબતની વાતો કરી;
છેવટે કલિયુગનાં ચિન્હવિષે બોલતાં ગાય છે કે—( કુંડળિયો )

રાજા અધર્મી કલિ પ્રબલ, ન ચલે ધર્મકો જોર, સાધુ અસાધુકોં કહે, શાહ ઠરાવે ચોર.
શાહ ઠરાવે ચોર, ભ્રષ્ટ પાખંડિ પુજાવે, સજ્જન ગુનિ હરિભક્ત, રંકકો દુષ્ટ દબાવે;
કહે દયો હરિદાસ, આપ કર મેરી લાજા, સત સંકલ્પ નિજ લહી, મમ કર ગ્રહુ બ્રજરાજા. ૧૦૮

આઠમા પ્રકરણમાં કવિ દરેક વાતની અવધિની અને તુલસી તથા નૈવેદ્યના માહાત્મ્યની વાતો કરે છે. પ્રકરણ ૯ માં હરિનામોત્કર્ષતાની અને ૧૦ માં ધર્મશ્રદ્ધા બળની વાત કરે છે. પછી પ્રકરણ ૧૧ માં કોનું જનમ્યું વ્યર્થ સમઝવું, તે વિષે બોલતાં કવિ કહે છે કે—(છપ્પો).

સો નર જનમ્યો વ્યર્થ, નહીં જ્યામેં કછુ હુન્નર,
સો હુન્નર સબ વ્યર્થ, નાંહિ પ્રકટે જ્યાતેં જર;
સો જર સોહુ વ્યર્થ, ભયો જિંનતેં ન પરમારથ,
સો પરમારથ વ્યર્થ, તબહિ ત તેં મન સ્વારથ;
સો સ્વારથહુ અતિ વ્યર્થ હે, જ્યામેં પ્રાપ્તિ ન પરમગતિ,
સો પરમ ગતિ હુ પુનિ વ્યર્થ હે. દયા ન જો શ્રીકૃષ્ન રતિ. ૧૫૬

આમ ભક્તિ પ્રેમોત્કર્ષતાની તથા ભક્તિ માહાત્મ્યની વાત આ પ્રકરણમાં ગાઇને પ્રકરણ ૧૨ માં ભક્તોત્કર્ષતાની વાત લખે છે. તે પછી પ્રકરણ ૧૩ માં શ્રૃંગાર રહસ્ય

સમઝાવવા માત્ર એકજ અતિ સુંદર કવિત દ્રષ્ટાંત રૂપે કવિ રજુ કરે છે. તે સાહિત્ય પ્રેમીને મનન કરવા લાયક છે. એ કવિતા નીચે પ્રમાણે છે—

શ્યામકો સંદેશ લિયે, સખિ આઈ સ્યામા પાસ, બન બૂંદા આગે ધરી, રહિ જોરિ પાનકું;
પ્યારિકો બદંન દેખ, ફીર દિખ્યો ગગન ઓર, દેહિ સમુઝાય બાત, રાધિકા સુજાનકું;
નાગરિ દિયો જુબાપ, બૃંદાદલ લિયો આપ, ધર દિનો વ્હાં કુમુદ, પઠાયે દે કાંહાનકું.
કહેદયો-કહો કહા ? પ્યારિદુતિ પ્યારેજુને, પંડિત અરૂ ગ્યાંનિ,બિચારો બુદ્ધ ગ્યાનકું.૧૮૧

પ્રકરણ ૧૪ માં કવિ પોતાની અભિલાષા લખી જણાવે છે; ને ૧૫ માં બીજા ભકતોની પેઠે મ્હને કેમ તારતા નથી, એવી આતુર પ્રાર્થના રજુ કરે છે. પછી પ્રકરણ ૧૬ માં કવિ પોતાના મનને કેટલીક શિક્ષા આપે છે. તે પછી એકાક્ષરી છપ્પાનો એક નમુનો રજુ કરે છે. જે કવિની કાવ્યશક્તિનો ઘણોજ સારો ખ્યાલ આપી શકે છે. એ છપ્પો નીચે પ્રમાણે છે—

(છપ્પો.) સમર સમર છબ સરસ, સતત મન નટબર નગધર,
જસ પદ પય સર ધરત, ચરન રજ શરન રહત હર;
જનમ મરન ભય ન રહત, પગ નમન કરત નર,
સહસ્ત્ર બદન જપ કરત, રહત રસ નવલ નવલ બર,
જગત સપદ કમલન હરત, કત ભટકત અત્ર ઠગ નરકમય,
અબ છલ બલ ખલ તજ ધન બરન, તન ભજ ભજ ભવ કૃશ્ન દય. ૧૯૧

પછી દુર્દશાની તથા સીમા વિષેની થોડીક કવિતા લખી, ધીરજ વિષે બોલતાં, કવિ લખે છે કે— ( કવિત. )

દુસ્તર સિંધુકે બીચ, જીયઝાઝ હર્યો રહયો; હે તુફાન રેન ઘોસ, નાં હર્યો હવાયકો.
કર્નધાર ચિંતાસોં, હિમ્મત હે હાર ગયો; નાંહિ અબ રહ્યો જોર એકહુ ઉપાયકો.
સંતકે લંગર ડારે, ટેકેતેં હૈરાન છેક; ઉબરેકો નાંહિ હે, ઉપાય રંચ હાથકો.
બચવેકિ આસ અબે છુટી સબ દયારામ; રાખ એક આશરો, શરંન બ્રજરાજકો. ૨૦૫

પછી ૧૭ મા પ્રકરણમાં માયામત ખંડનની વાત કરી કવિ આ કાવ્યના અંત ભાગમાં પ્રસ્તાવના રૂપે ૧૨ ભાષાનો એક વિચિત્ર છપ્પો રજુ કરેછે તે નીચે પ્રમાણે છે.

ગિરિધર[1] મૂજો પ્રાન, તુંહી સાંવલડા[2] પ્યારા.
માદર [3]પિદર બિરાદર, [4]દુશ્મન ખલક બિસારા;
માટામંચી[5] વિનિપુ, સ્વામી[6] ધકડ રારા,
જાની [7]જીયકી પીર, મનોરથ[8] પૂરો મ્હારા;
હરિ નકો[9] કોંણાચે પ્રેમ, ગે ત્વમેવ સ્વામિ[10] નિરંતર,
નંદ મેહેરકા[11] પુતવા દયા પ્રભુ, થાકી [12]દાસી માકો કાંઇ ડર ? ૨૬૭

આ છપ્પાની છ લીંટીનાં બાર ચરણોમાં બારભાષાનાં વાક્યો નીચે મુજબ ગોઠવેલાં નજરે પડે છે.

૧ કચ્છીભાષા. ૨ પંજાબી ભાષા. ૩ ફારશીભાષા. ૪ ઉરદુ ભાષા. ૫ તેલુગુ ભાષા. ૬ દ્રાવિડિ ભાષા. ૭ હિંદી ભાષા. ૮ ગુજરાતી ભાષા. ૯ મરાઠી ભાષા. ૧૦ સંસ્કૃત ભાષા. ૧૧ પુરવી ભાષા. ૧૨ મારવાડી ભાષા. કવિ આ બધી ભાષા જાંણુતા હતા અને તેમાં સરળતાથી કવિતા કરી શકતા હતા, એમ સુચવવાની મતલબ, આ છપ્પો અત્રે દાખલ કરવાની કેમ ન હોય ? આ પ્રસ્તાવનામાં તે પછી નિંદા વ્યાજ સ્તુતિની અંતરલાપિકા વાળાં કવિત, તથા પેટની ઉપાધિ વિષેની, વિગેરે પરચુરણ કવિતાઓ લખી, કવિ કાવ્યની સમાપ્તિ કરે છે. આશ્ચર્યની વાત એ છે કે, સર્વ ગ્રંથોમાં પ્રસ્તાવના પહેલી હોય, ત્યારે આ કાવ્યમાં તે છેલ્લે લખાયલી માલમ પડે છે.

---

## આ પત્રક સંબંધી ખાસ સુચનાઓ.

નંબર.

૧ "અકળાકળા"નુ બીજુ નામ "અકળગત" છે.

૨ "અપરાધ ક્ષમા સ્તોત્ર" નું બીજુ નામ "ક્ષમાપરાધ ષોડશી" છે.

૨૭ આ કવિતા "બૃ-કા-દો. ભાગ ૬ પાનું. ૮૨૪ મે તેમજ "અપ્ર. ગુ. ક." પાંને ૧૪ મે છપાયેલી છે.

૯૪ "કુંવરબાઇનું મોસાળુ" આજ કવિતાને "દ-કા-સુ." માં "કુંવરબાઇનું માંમેરૂ" એ નામથી ૮૧ મે પાંને છાપેલી છે.

૨૩૦ ની કવિતાના ખુલાસા માટે જુઓ આ પત્રકના ૧૬ મા પાનાની Foot note.

૩૮૩ ની કવિતા દયારામની નથી પણ હરિભટ્ટની છે માટે **કમી સમજવી.**

૪૫૬ ની કવિતાનું બીજુ નામ "શ્રી યમુના સ્તવન" પણ છે. જુઓ આ પત્રકના ૩૫ મા પાંનાની Foot note.

૪૮૦ ની કવિતા **કમી સમજવી** કેમકે તે અનુક્રમ ૩૨૭ (૩) માં છે તેજ છે.

૫૦૧ ની કવિતા **કમી સમજવી** કેમકે તે દયારામની નથી પણ પ્રેમાનંદ સ્વામીની છે.

૫૨૧ ની કવિતા બીજા કાવ્ય સંગ્રહમાં "આતે રે, આતે શું લાલ, લોકડિયાં દેખે છે લાલ" એમ શરૂ થાય છે.

૩૮૩-૪૮૦-અને ૫૦૧ ની ત્રણ કવિતાઓ કમી થવાથી આ પત્રકના ૫૩ મા પાનાની (૨) ટીકામાં નીચે પ્રમાણે સુધારો સમજી લેવાનો છે.

| | | |
|---|---|---|
| ૫૩ | કવિતાઓ | લૌકિક શ્રૃંગારની |
| ૧૭૦ | ,, | વાંચવા લાયક |
| અને ૪૬૬ | ,, | નીતી ભક્તિ વિગેરે પરચુરણ વિષયની |
| કુલ ૬૮૯ | | |

# પત્રક અ—કવિ દયારામનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યોનું—કક્કાવારી અનુક્રમે ગોઠવેલું—

| અનુક્રમ નંબર | અક્ષરાનુક્રમ | કાવ્યનું નામ | કવિતાની પહેલી લીંટી. | ક્યાં છપાયું છે ? | | | રાગ. | કાવ્યનો વર્ગ. | ખાસ નોંધ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | પુસ્તકનું નામ. | પાંનું | ભાષા. | | | |
| ૧ | અ | અકળકળા– | હરિ ! ત્હારી અકળ કળા ન કળાયરે........ | દ-કા-સં. | ૧૪૦ | ગુજરાતી | ગરબા. | ભક્તિ | વાંચવા લાયક કવિતા |
| ૨ | | અપરાધક્ષમા સ્તોત્ર— | શ્રી ગુરૂ ! ગોપીજન વલ્લભ... | ,, | ૧૪૪ | ,, | લાવણી. | આત્મજીવન | દીનતાથી કરેલી પ્રભુ પ્રાર્થના |
| ૩ | | અવળવાંણી. | ............. .... | પ્રા-કા-મા. ગ્રંથ ૧૩ | ૦ | ,, | પદ | પરચુરણ | અવળી વાણીમાં સવળી વાત |
| ૪ | | અજામિલ આખ્યાન– | શ્રી ગુરૂપદ પંકજ પ્રથમે પ્રણમુંજી.............. | શ્રીદ-કા-મ. મા | ૩૪ | ,, | રામગ્રી વિગેરે. | આખ્યાન. | પાપી અજામિલની કથા |
| ૫ | | અષ્ટોત્તરશત કૃષ્ણનામમાળા | નમો નમો મહા પ્રભુ...... | દ-કા-સં. | ૭૨ | ,, | નર્મદાષ્ટકનો રાગ. | ભક્તિ. | શ્રીકૃષ્ણનાં ૧૦૮ નામ વિશે |
| ૬ | | —૦— | અધરો દિવસ એક આવશે | દ-કા-સં. | ૨૫૫ | ,, | પદ. | પ્રાર્થના. | |
| ૭ | | —૦— | અહ્યા ઉઠતાં કૃષ્ણ કહે...... | બૃ-કા-દો ભાગ-૪. | ૮૪૭ | ,, | લલિત. | મનબોધ | |
| ૮ | | —૦— | અભક્તને અચ્યુત પદ મળે | ,, | ,, | ,, | ચોપાઇ | પંડીતને પ્રશ્ન. | |
| ૯ | | —૦— | અતિ દુર્લભ વસ્તુ મળે સ્હેજે | ,, | ૮૨૧ | ,, | ગુર્જરી. | ઉપદેશ. | |
| ૧૦ | | —૦— | *અબ જાનેદે, અબ જાનેદે | દ-કા-સં. | ૫૨૮ | હિંદી. | ગોડીની ઠુંમરી | શ્રુંગાર | વિકારી કવિતા |
| ૧૧ | | —૦— | * અપ તોમેં ભઈ તિહારજી | ,, | ૫૩૦ | ,, | ખમાયચી. | ,, | નેત્રની મોહની વિષે |
| ૧૨ | | —૦— | * અબ તો માંનું મિલજાત્રે | ,, | ૫૩૩ | પંજાબી | જંગલો. | ,, | વિકારી કવિતા |
| ૧૩ | | —૦— | અબતો યેહિ વ્રત...... | ,, | ૫૫૭ | હિંદી. | ભેરવી | ભક્તિ | વાંચવા લાયક. |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | | —૦— | અબ હોં શરન પર્યો,.... | દ–કા–સં. | ૫૬૬ | હિંદી | જોગીઆ-શાવરી | ભક્તિ | |
| ૧૫ | | —૦— | અડતાંજડિ, જોર ન લાગે | દ–કા–સં. | ૫૬૭ | હિંદી | ઠુમરી | ઉપદેશ | |
| ૧૬ | | —૦— | અજબ રસિલે તોરે નેનાં | દ-કા--સુ | ૨૩૪ | ,, | ખમાચ | શૃંગાર | વિકારી પણ સુંદર નેત્રમોહીની કવીતા |
| ૧૭ | | —૦— | અબ યે પધારો માંકા રાજ | પ્રા-કા-મા-ગ્રંથ ૧૧ | ૩૧૫ | મારવાડી | પદ.. | પ્રાર્થના | ગોપીની–રીસની–કવિતા |
| ૧૮ | | આશીર્વાદનું પદ. | ચિરંજીઓ સુખી રહોતુમ સકલ હરિજન......... | દ-કા-સં | ૨૬૨ | હિંદી | રિક્તો | આર્શીવાદ | કથાસાંભળનારાનેકવિનોઆશિર્વાદ. |
| ૧૯ | આ | —૦— | * આવોનિલાલ ! વરણાગિયા | ,, | ૧૭૩ | ગુજરાતી | ગરબી | શૃંગાર | ગોપીનાં મર્મ વચન |
| ૨૦ | | —૦— | x આવોનિ મ્હારેઘેરમાંણવા | ,, | ૧૭૪ | ,, | ,, | ,, | ગોપીનું આમંત્રણ |
| ૨૧ | | —૦— | * આવ્યા વ્હાલો ! ફુલિ અલબેલી ... | ,, | ૧૮૨ | ,, | ,, | ,, | ગોપીનો પ્રેમાનંદ |
| ૨૨ | | —૦— | x આડે કુવા ને નવ વાવડીરે લેલ...... | ,, | ૧૯૦ | ,, | ,, | ,, | મદમસ્ત સ્ત્રી પુરૂષના સંવાદની સુંદર કવીતા. |
| ૨૩ | | —૦— | xઆવોઅલબેલારે વ્હાલા | ,, | ૨૦૦ | ,, | ,, | ,, | ચતુર ગોપીનાં મ્હેણાં |
| ૨૪ | | —૦— | xઆવ ઓરો અલબેલડા | ,, | ૨૦૪ | ,, | રામકલી | ,, | ગોપીના પ્રેમોદગાર |
| ૨૫ | | —૦— | xઆતે શું અલબેલા છેક | ,, | ૨૧૯ | ,, | પદ | ,, | છેતાઇ પડેલી ગોપીનું ચિત્ર |
| ૨૬ | | —૦— | આપો એવોઆપ ઉપર વિશ્વાસ............... | બૃ-કા-દો ભાગ ૪ | ૭૯૮ | ,, | સોરઠ | ભક્તિ | કવિની પ્રાર્થના |
| ૨૭ | | —૦— | =અાજોનીઅલબેલોમુજને | ભાગ ૬ | ૮૨૪ | ,, | ગરબી | શૃંગાર | અટકચાળાંની વિકારી કવિતા |
| ૨૮ | | —૦— | આવોની અલબેલા મ્હારે આંગણે............... | દ-કૃ-ક | ૯૨ | ,, | ,, | ,, | |
| ૨૯ | | —૦— | * આજ કોદિન, ધન ધન મોરી માઈ ......... | દ-કા-સં | ૫૧૯ | હિંદી | ભેરવી | ,, | સ્નેહિના મિલાપની ખુશખબરની ઉત્તમ કવિતા. |
| ૩૦ | | —૦— | *આલીરી બંસી મોહનકી બાજેરી ............... | ,, | ૫૨૭ | ,, | પૂરવી | ,, | શ્રીકૃષ્ણની બંસીનો મોહ અને વખાંણ. |

=આ ચિન્હવાળી નંબર ૨૭ ની કવિતા " અપ્ર. ગુ. ક. " ને પાને ૧૪ મે પણ છપાયેલી છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | | —o— | ×આઓ મત મેરિ ગલિ | દ-કા-સં. | ૫૨૮ | હિંદી | ગોડી | શ્રૃંગાર | ગોપી કૃષ્ણને ડરાવે છે. |
| ૩૨ | | —o— | * આલિ ! હોરિકો છેલ, મોહે ઢુંઢત ………… | ,, | ૫૫૧ | ,, | ખમાયચી હોરી | હોરીખેલન | વિકારી પણ સુંદર |
| ૩૩ | | —o— | * આઇરિ મ્હાર.ઝરન લગી | ,, | ૫૫૫ | ,, | હોરી | ,, | |
| ૩૪ | | —o— | આખર જાવનારે, અમરં રહ્યાં ન રહેગા……… | દ-કા-સુ. | ૨૪૨ | ,, | લાવણી | મનબોધ | વિરહવેદનાની કવિતા |
| ૩૫ | | —o— | *આંખ ભરોમાંઅલબેલડાંરે | દ-કા-સં | ૧૮૨ | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | લલિતા શ્રીકૃષ્ણને ધીરજ આપેછે |
| ૩૬ | | —o— | * આંખ અલબેલી થારિ બડી | ,, | ૫૩૪ | મારવાડી | સોરઠ | ,, | આંખના જાદુ વિષે |
| ૩૭ | इ | —o— | *ઇશ્કકે મ્હેલ મત ધસો કોઇ | ,, | ૫૪૨ | હિંદી | લાવણી | નીતી શિક્ષા | ઇશ્કમાં ન ફસવા વિષે. |
| ૩૮ | उ | —o— | *ઉભારો'તો કહું વાતડી… | ,, | ૧૮૭ | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | વિકારી કવિતા |
| ૩૯ | | —o— | × ઉભારો'તો કહું એક વાત મ્હારા વ્હાલા…… | ,, | ૧૯૮ | ,, | ,, | ,, | વિકારી પણ સુંદર |
| ૪૦ | | —o— | * ઉધ્ધવજી ! વીચારોરે અંતર આપણે……… | ,, | ૨૦૭ | ,, | સારંગ | નીતી શિક્ષા | પ્રેમ-ભકિતનો વાંચવા લાયક ઉપદેશ. |
| ૪૧ | | —o— | ઉધ્ધવ ! નંદનો છોરો તે નમેરો ………… | દ-કા-સુ. | ૯૪ | ,, | ગરબી. | શ્રૃંગાર | ગોપીની ફરિયાદ-સરસ કવિતા- |
| ૪૨ | | —o— | × ઉભારો'ની અલબેલા મ્હારા વ્હાલા ……… | બૃ-કા-દો ભાગ-૬. | ૮૨૩ | ,, | ,, | સંવાદ. | કૃષ્ણ ગોપીનો. |
| ૪૩ | | —o— | ઉધ્ધવજી ! માધવને કહેજો એટલું………… | દ-કૃ-ક. | ૯૨ | ,, | ,, | શ્રૃંગાર | |
| ૪૪ | ऊ | —o— | × ઊભારો' અલબેલા ! ક્યાંનું સંજોગ | દ-કા-સં. | ૧૮૮ | ,, | ,, | ,, | રોગ પરિક્ષાની વીનતીભી વિકારી કવીતા— |
| ૪૫ | ए | —o— | × એવાં વચન સુણીનેરે | ,, | ૧૮૬ | ,, | ,, | | વંઠેલી વહુનો જવાબ-સુંદરકાવ્ય- |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૬ | | —o— | * એકદા વૃંદાવન માંહેની કુંજના મ્હેલમાં ...... | દ–કા–સં. | ૨૦૧ | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | વસ્ત્રાલંકારની અદલાબદલીનો આનંદ |
| ૪૭ | | —o— | × એટલું તું મ્હારૂં કર્યું માન | ,, | ૨૧૨ | ,, | જંગલો. | ,, | રિસાયલીનું મનામણું |
| ૪૮ | | —o— | એક વર્યો ગોપીજન વલ્લભ ................ | ,, | ૨૫૧ | ,, | લાવણી. | આત્મજી--વન. | લગ્નની ના પાડનારી કવિતા |
| ૪૯ | | —o— | એવા શ્રીહરિને, શેં નવગાય | ,, | ૨૬૧ | ,, | આશાવરી | ઉપદેશ. | |
| ૫૦ | | —o— | એ પુરણ બ્રહ્મ પુરૂષોત્તમરે | દ–કા–સુ. | ૮૮ | ,, | ગરબો. | પ્રેમભક્તિ | પ્રેમનું પ્રાબલ્ય સમજાવે છે. |
| ૫૧ | | —o— | એવી અચળ ભક્તિ ત્હારી આપ મુંને મોહન | ,, | ૧૧૭ | ,, | કેદારો | ભક્તિ | કવિ અચળ ભક્તિ માગે છે. |
| ૫૨ | | —o— | એકજ નામ શ્રી કૃષ્ણનુંરે | ,, | ૧૨૦ | ,, | બિલાવર | ઉપદેશ | કૃષ્ણ નામ માહાત્મ્ય |
| ૫૩ | | —o— | એવા મુંને વ્હાલા થાઓ વૃજ ભૂપ ... ... | ,, | ૮૭ | ,, | સોરઠ | ભક્તિ | વાંચવા લાયક કવિતા |
| ૫૪ | | —o— | એમ હરીનામ હરે સઘ પાપ | બૃ--કા--દો. ભાગ--૪ | ૭૯૯ | ,, | ,, | ઉપદેશ | |
| ૫૫ | | —o— | *એરિ ભોરિ ! માનરિ યેતિ | દ--કા--સં. | ૫૨૯ | હિંદી | કાફી | શ્રૃંગાર | રિસામણાં મનામણાં વિષે |
| ૫૬ | | —o— | *એકખુબસુરત ગભરૂ ગુલઝાર | ,, | ૫૪૦ | ઉર્દુ | રેખતો | ,, | કૃષ્ણ દર્શનનો મોહ |
| ૫૭ | | —o— | એક આસરા તેરા ... | ,, | ૫૬૦ | હિંદી | કાફી | ભકિત | કવિની ટેકભકિત. |
| ૫૮ | | —o— | એરિ એરિ ! એબેંદિકો સંવાર દિનિવે... ... | દ--કા--સુ. | ૨૩૩ | ,, | સોહણી | શ્રૃંગાર | કપાળની બિંદીની શોભા વિષે. |
| ૫૯ | | —o— | એક તૂં, દુજી ન તોસી | પ્રા--કા-મા ગ્રંથ ૧૧ | ૩૧૬ | ,, | ધન્યાશ્રી | ,, | મુદ્રાલંકારની વાંચવાલાયક કવિતાછે |
| ૬૦ | | —o— | એરિ એરિ પિંયા ! જાને દેરી હમકો. | જુનુ દ--કા--સં. | ૬૧૫ | ,, | કાલિંગડો | શ્રૃંગાર | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬૧ | ઐ | —o— | ઐસે શ્રી ગિરિવરધર લાલકો | દ-કા-સં. | ૫૫૯ | હિંદી | ગોડી | ઉપદેશ. | |
| ૬૨ | ઓ | —o— | • ઓરાઆવનિ સલુણા પ્રભુ | ,, | ૧૬૫ | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | પ્રેમના વિકારી ઉભરા |
| ૬૩ | | —o— | • ઓરા આવોની, ઉંચું બાજોની | ,, | ૨૦૭ | ,, | રામકળી | ,, | વિકારી પણ સુંદર કરડાગીની કવિતા |
| ૬૪ | | —o— | ઓ ઉદ્ધવજી વ્હાલે તો વિસારી અમને મેલ્યાં. | શ્રીદ-કા-મ. મા | ૨૨૭ | ,, | ગરબી. | ,, | ગોપીયો ઉદ્ધવ સાથે સંદેશો મોકલે છે |
| ૬૫ | | —o— | ઓરા આવોની અલબેલારે વ્હાલા | દ-કા-સુ. | ૯૫ | ,, | અદાની ગતનું પદ. | સંવાદ | કૃષ્ણ ગોપી સંવાદ. |
| ૬૬ | | —o— | ઓ અક્રુરજી ! ગોકુળમાં તમે શા કારણથી આવીયા ? | દ-કૃ-ક | ૮૭ | ,, | ગરબી | શ્રૃંગાર | |
| ૬૭ | | —o— | * ઓધટરી, નહીં આવે મેરે બાલમા... | દ-કા-સં. | ૫૨૦ | હિંદી. | ભેરવી. | ,, | વિકારી કવિતા |
| ૬૮ | | —o— | * ઓ પ્યારીજી ! મેરી તુંહી ચિત ચોર | ,, | ૫૨૨ | ,, | ,, | ,, | કૃષ્ણ ગોપીને મનાવે છે. |
| ૬૯ | | —o— | ઓર નહીં કોઇ દેવી દેવા હેરે | દ-કા-સં | ૫૬૭ | ,, | ઠુંમરી | ભક્તિ | કવિની ટેક ભક્તિ |
| ૭૦ | | —o— | ઓરોં કિમેં નાંહિ, નાંહિ નાંહિ, | દ-કા-સુ. | ૨૩૨ | ,, | ,, | શ્રૃંગાર | ગોપીનું શ્રીકૃષ્ણને સર્વ સમર્પણ |
| ૭૧ | અં | —o— | અંતઃકરણ પવિત્ર અતિ મ્હારૂં કરો જો.... ... | બૃ-કા-દો ભાગ-૪. | ૮૧૭ | ગુજરાતી | પરજ | ભક્તિ | પ્રભુ પ્રાર્થના |
| ૭૨ | ક | કમળલીલા | નારદશું નૃપતિ કરે વિચાર | પ્રા-કા-મા ગ્રંથ ૧૩ | ૧ | ગુજરાતી | પદ | આખ્યાન | ૬૪ પદનું વાચવા લાયક કાવ્ય |
| ૭૩ | | —o— | ×કસુંસંગેલ પટાંણુ વ્હાલમજી | દ-કા-સં. | ૧૭૬ | ,, | ગરબી | શ્રૃંગાર | ગોપીનાં મ્હેણાંની ગરબી. |
| ૭૪ | | —o— | • કયમભરીયેરે, કયમભરિયે! | ,, | ૨૧૯ | ,, | વસંત | ,, | કન્હૈયાની કનડગત વિષે. |
| ૭૫ | | —o— | કચિત ચિંતન કોઇ પ્રકારે | ,, | ૨૪૦ | ,, | રામકળી | મનબોધ | રે ચિત ચિંતય ચિરં ચરણૌ મુરારે એ શ્લોકના ભાવાર્થની કવિતા વાંચવા લાયક |
| ૭૬ | | —o— | કહો કઇ પેરે કહિયે ? પ્રભુ કાયર... | ,, | ૨૪૨ | ,, | ,, | ઉપદેશ | પ્રભુ સ્વરૂપ સમઝવાનો પ્રયત્ન. |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭૭ | | —o— | કરો મ્હારા પ્રશ્નના ઉત્તર જાણી ... ... ... | દ-કા-સં | ૨૬૧ | ગુજરાતી | આશાવરી | પંડીતને પ્રશ્ન | ૧૬ પ્રશ્નની કવિતા. |
| ૭૮ | | —o— | કર્મરેખા ટળી કોઈથી ટળતી નથી. ... ... ... | બૃ-કા-દો ભાગ ૪ | ૮૨૬ | ,, | કેદારો | ઉપદેશ | કર્મ માહાત્મ્યની કવિતા. |
| ૭૯ | | —o— | કરોગે કૃપા કબ ગિરિધર લાલ ? ... ... ... | શ્રીદ-કા-મ- મા | ૨૩૧ | હિંદી | સોરઠ-દુહા વીગેરે | ભક્તિ પ્રાર્થના | |
| ૮૦ | | —o— | કહાં લગી બરનૂમેં આપ બડાઈ. ... ... ... | દ-કા-સં. | ૫૨૪ | ,, | ભૈરવી | ,, | અતિ સુંદર પ્રભુ પ્રાર્થના |
| ૮૧ | | —o— | કરમન એહિરે છેલાસોંપ્યાર. | ,, | ૫૨૬ | ,, | ધનાસરી | મનબોધ | |
| ૮૨ | કાત્યાયનીનો ગરબો. | | * જીરે, એક સમે વ્રજકન્ય કાજી. ... ... ... | ,, | ૧૬૨ | ગુજરાતી | ગરબો | શ્રૃંગાર | કાત્યાયની વ્રતની કથા |
| ૮૩ | કાળજ્ઞાન સારાંશ | | શ્રીગુરૂ ગિરિધરલાલપદ | દ-કા-સુ | ૬૬ | ,, | દુહા | ભાષાંતર | મરણ ક્યારે થશે તેની અગમચેતી વીશે. |
| ૮૪ | કાશીપુરીની લાવણી. | | કાશિપુરિકિ અતિ સુંદર શોભા. ... ... ... | દ-કા-સં | ૫૬૭ | હિંદી | લાવણી. | સ્થળવર્ણન | કાશીપુરીની લાવણી. |
| ૮૫ | | —o— | * કાળજ કોર્યું તે કાહોને હરિગેરે. | ,, | ૧૯૪ | ગુજરાતી | ગરબી | વિરહવેદના | ઉદ્ધવને ગોપીની ફરિયાદ. |
| ૮૬ | | —o— | * કાળજ કોર્યું મ્હારા રાજ | ,, | ૨૦૨ | ,, | ભૈરવી | ,, | ગોપીની કૃષ્ણને આજીજી |
| ૮૭ | | —o— | કાળજડું મ્હારૂં કોર્યુંરે રાજ રંગીલા ... ... | દ કા-સુ | ૯૪ | ,, | પદ | શ્રૃંગાર | વિરહની વિકારી કવિતા |
| ૮૮ | | —o— | × કારેને ડસી, રેમા કાંહાંનડ | દ-કા-સં | ૫૨૬ | હિંદી | ધનાસરી | ,, | વિકારી કવિતા |
| ૮૯ | | —o— | કાંઇનથીજોતુંકૃષ્ણ! કૃપા જ્યાં. ... ... ... | ,, | ૨૪૨ | ગુજરાતી | રામકલી | ભક્તિ | પ્રભુને ઠપકા જેવી કવિતા |
| ૯૦ | | —o— | * ક્યાંથીને પધાર્યારે, પ્રિતમ પાછલીને રાતે. | ,, | ૨૦૪ | ,, | ,, | શ્રૃંગાર | વિકારી પણ સુંદર કવિતા |
| ૯૧ | | —o— | * કામણ દીસેછે અલબેલા ત્હારી આંખમારે | ,, | ૨૦૮ | ,, | સોરઠ | ,, | આંખના કામણની સુંદર કવિતા |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯૨ | | —૦— | × કાંનુડો કામણગારોરે. | દ–કા–સં. | ૨૧૦ | ગુજરાતી | કાફી | શ્રૃંગાર– | વિકારી પણ વાંચવાલાયક. |
| ૯૩ | | —૦— | * કીયે ઠામે મોહનિનજાંણીરે | ,, | ૧૭૪ | ,, | ગરબી | ,, | મોહકયાં વસે છે તે વિષે |
| ૯૪ | | કુંવરબાઇનું મોસાળું | પ્રથમશ્રીગુરૂગોવિંદનેનમું રે | બૃ-કા-દો ભાગ ૪ | ૭૯૧ | ,, | ધોળ | આખ્યાન | નરસિંહ મહેતાની પુત્રીનું મોસાળું |
| ૯૫ | | કૂટકાવ્યાદિના નમુના | ૧ દધિનવનિતમુખલેપ.<br>૨ જુઓ આજની છોકરી<br>૩ વિષધરવેરી આપ | પ્રા-કા-મા ગ્રંથ ૨<br>,, | ૧૦૫ ૨૦<br>૧૦૫ ૨૧<br>૧૦૫ ૨૨ | ,,<br>,,<br>,, | છપ્પો<br>કુંડળિઓ<br>છપ્પો | સમસ્યાઓ | બે છપ્પા ને એક કુંડળીયાનું બનેલું ન્હાનું કાવ્ય છે. |
| ૯૬ | | શ્રી કૃષ્ણ સ્તવન મંજરી ... | નંદકુંવરજી.નિજજનજાણીરે | દ–કા–સં | ૧૩૦ | ,, | ગોડી | ભક્તિ. | વાંચવા લાયક પ્રભુ પ્રાર્થના |
| ૯૭ | | શ્રી કૃષ્ણના ધ્યાનનું ધોળ ... | પ્રથમ,પ્રભાતે શ્રીકૃષ્ણનું | દ–કા–સુ | ૮૨ | ,, | ધોળ-ઢાળ | ,, | શ્રી કૃષ્ણનું પ્રાતઃસ્મરણ |
| ૯૮ | | શ્રી કૃષ્ણ અષ્ટોત્તરશતનામ-ચિંતામણી. | નમોશ્રીગુરૂદેવ,શ્રીકૃષ્ણસ્વામી | ,, | ૭૫ | ,, | ભુજંગ-પ્રયાત | ,, | શ્રી કૃષ્ણનાં ૧૦૮ નામની કવિતા |
| ૯૯ | | શ્રીકૃષ્ણઉપવિત | પ્રથમપ્રણમું શ્રીગુરૂગોપીનાથનેરે ... ... ... | પ્રા-કા-ત્રિ અંક ૪. સને૧૮૮૯ | ૪૦ | ,, | ગરબો | આખ્યાન | જનોઇની વિધીનું વર્ણન |
| ૧૦૦ | | શ્રી કૃષ્ણ જન્મખંડનો ગરબો | શ્રીગુરૂગોવિંદનેરે, પ્રથમે લાગું પાય ... ... | દ–કા–સુ | ૭૬ | ,, | ,, | ,, | કૃષ્ન જન્મની કથા |
| ૧૦૧ | | શ્રીકૃષ્ણનામ મહાત્મ્યમંજરી | શ્રીગુરૂગિરિધરલાલ પદપંકજ કરૂં પ્રણામ | ,, | ૩૯ | ,, | દુહા ને છંદ રસાવલી | ઉપદેશ | કૃષ્નનામ મહાત્મ્ય. |
| ૧૦૨ | | શ્રી કૃષ્ણ નામ ચિંતામણી. | } શ્રીકૃષ્ણનામ સુખકારી | ,, | ૪૬ | ,, | પ્રબંધ | ભક્તિ | કૃષ્ણ નામ રટણની કવિતા |
| ૧૦૩ | | —૦— | શ્રીકૃષ્ણ થયા શ્રી રઘુપતિ | બૃ–કા–દો ભાગ. ૪ | ૮૩૧ | ,, | લલિત | ઉપદેશ | |
| ૧૦૪ | | —૦— | શ્રીકૃષ્ણ રાધા રમણ પુર્ણ પુરૂષોત્તમ ... ... | દ–કા–સુ | ૧૧૭ | ,, | પ્રભાત | ભક્તિ | સાચી ભક્તિ વિષે. |

૯

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૫ | —૦— | કૃષ્ન કેહેતાં શું બેસે નાણું | દ-કા-સં | ૨૩૮ | ગુજરાતી | રામગ્રી | મનબોધ | સખ્ત શબ્દોમાં આપેલી શીખામણ |
| ૧૦૬ | —૦— | કૃષ્ન કરૂણા કરી, રૂપ નટવર ધરી. | ,, | ૨૩૯ | ,, | ,, | ભક્તિ-પ્રાર્થના | |
| ૧૦૭ | —૦— | કૃપા સિંધુ કહાવોરે, કૃપા મુંને ક્યમ ન કરો? | ,, | ૨૫૮ | ,, | કાફી | ,, | અસરકારક કવિતા. |
| ૧૦૮ | શ્રીકૃષ્ન અકળ ચરિત્ર ચંદ્રિકા | શ્રી ગુરૂ વલ્લભ શ્રી વિઠ્ઠલ | દ-કા-સુ | ૧૨૩ | હિંદી | છંદદુવૈયા | ભક્તિ | હરિ શરણે જવા વિષે |
| ૧૦૯ | —૦— | શ્રીકૃષ્નહમારા પ્યારા ... | ,, | ૨૪૪ | ,, | પ્રબંધ | મનબોધ | કવિની ટૂંકડી કવિતા |
| ૧૧૦ | —૦— | શ્રી કૃષ્ન ગોવિંદ ગોપાળ ગોકુલેશ ... ... ... | ,, | ૨૪૬ | ,, | ધ્રુપદ કલ્યાણ | ભક્તિ | પ્રભુ પ્રાર્થના |
| ૧૧૧ | —૦— | શ્રી કૃષ્ન હરી રામ રામ, રાધે ગિરિધારી | દ-કા-સં | ૫૬૪ | ,, | જંગલો | પ્રાર્થના | હરિનામ રટણ |
| ૧૧૨ | —૦— | શ્રી કૃષ્ન ગોપાલ ગોવિંદ ગોકુલેશ, ગોપીજન વલ્લભ | શ્રી-દ-કા. મા | ૨૧૭ | ,, | ધ્રુપદ કલ્યાણ | ભક્તિ | કૃષ્ન કીર્તન |
| ૧૧૩ | —૦— | કૃપાળુ કૃષ્ન સમું નહીં કોઇરે | ,, | ૨૧૮ | ગુજરાતી | વેરાડી | ઉપદેશ | |
| ૧૧૪ | કલેશ કુઠાર | શ્રી ગુરૂ શ્રી બલ્લભ પ્રભો | ,, | ૮૦ | હિંદી | દોહાચોપાઇવીગેરે | સ્વધર્મબળપોશક | આ કાવ્યને "કલેશ કોઠાર" પણ કહે છે. |
| ૧૧૫ | —૦— | કેહે કોણે વિહારેરે, જીવ જંપ વાળિયોરે | દ-કા-સં | ૨૪૮ | ગુજરાતી | મેવાડ | મનબોધ | વાંચવા લાયક કવિતા |
| ૧૧૬ | —૦— | કેવળએકભાવભૂખગિરિધારી | ,, | ૫૬૪ | હિંદી | જંગલો | ઉપદેશ | |
| ૧૧૭ | —૦— | કેવા કહિને તમનેવરણવું? | બૃ-કા-દો ભાગ ૪ | ૮૪૦ | ગુજરાતી | કાલિંગડો | ભક્તિ | પ્રભુ પ્રાર્થના |
| ૧૧૮ | —૦— | કેસરીયા રંગછે થાનેરે | પ્રા-કા-મા ગ્રંથ ૧૧ | ૩૧૬ | મારવાડી | ,, | શ્રૃંગાર | શ્રી કૃષ્નને મોહનિ કેલાવ્યા માટે ધન્યવાદ |
| ૧૧૯ | —૦— | *કૈસેજાઉં?કૈસે જાઉં?કહાંરહુ. | દ-કા-સં | ૫૨૭ | હિંદી | ગોડી | ,, | મોહ પાશ બંધન વિષે |
| ૧૨૦ | —૦— | *કૈસેહોરીખેલુંહૈયાંરે? ... | ,, | ૫૫૨ | ,, | જંગલાની હોરી | હોરીખેલન | હિમ્મત હારેલી ગોપી. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨૧ | | | —o— | * કૈસે હોરીખેલોપિયાજીરે. | દ–કા–સં. | ૫૫૨ | હિંદી | હાલેરાની હોરી | હોરી ખેલન. | ગોપીનાં ગર્વ વચન |
| ૧૨૨ | | | —o— | કોટિ પ્રયત્ન કરો તોયે પણ | દ–કા–સં. | ૨૩૭ | ગુજરાતી | બિલાવલ | ઉપદેશ. | હરિમાં વિશ્વાસ રાખવા વિષે. |
| ૧૨૩ | | | —o— | કોણુ જનમ્યું એવુંજગતમાં જેને માયા ન વળગીરે | પ્રા-કા-ત્રિ-અંક ૪ સ ૧૮૮૯ | ૧૫ | ,, | ,, | ,, | |
| ૧૨૪ | | | —o— | કોઇ નજાણેકૃષ્ણકેઇરીતેરાજીરે | બૃ-કા-દો ભાગ ૪. | ૮૨૭ | ,, | દેવગાંધાર | ,, | |
| ૧૨૫ | | | —o— | * ક્યોંખેલીજાયએસિહોરી ? | દ–કા–સં. | ૫૪૯ | હિંદી | હોરીનીગત–લાવણી | હોરીખેલન | ગોપની મીઠી ફરીયાદ. |
| ૧૨૬ | | | —o— | કોઇ નહીંદીલદારહમારાવે | ,, | ૫૨૩ | ,, | ભૈરવી | ભક્તિ | કવિની ફાંકડી કવિતા |
| ૧૨૭ | | | —o— | * ક્યોંન પિયા સંગ ખેલત હોરી ? | ,, | ૫૫૪ | ,, | કાફીની હોરી | હોરીખેલન | રિસાયેલી ગોપીને સખી મનાવે છે. |
| ૧૨૮ | | | —o— | કોનગતીમેરીધારી? ગિરિ-ધારીજી ! | દ–કા–સુ- | ૨૩૪ | ,, | સોહણી. | પ્રેમભક્તિ | ગોપી કૃષ્ણને પુછે છે |
| ૧૨૯ | | | —o— | કોઇ દિન યાદ નાકીતીવેયાર | ,, | ૮૩૭ | ,, | કાફી જંગલો. | શ્રૃંગાર | કૃષ્ણને ગોપીની વિનંતી |
| o | ઞ | | —o— | o | o | o | o | o | o | o |
| ૧૩૦ | ગ | | —o— | * ગરબેરમવાનેગોરિનીસર્યાંરે લોલ ... ... ... | દ–કા–સં. | ૬૯૨ | ગુજરાતી | ગરબો | સંગીત | સુંદર કાવ્ય છે |
| ૧૩૧ | | | —o— | * ગરજસવાદિ ન થૈયે મ્હારા વ્હાલા ... ... ... | ,, | ૨૦૩ | ,, | રામકળી. | વિરહ વેદના | ગરજ મતલબી ન થવા વિષે. |
| ૧૩૨ | | | —o— | ગર્ભવાસ રાખ્યોરે, કૃપા તને બહુ કરી ... ... | ,, | ૨૬૭ | ,, | પદ | ઉપદેશ | મનુષ્ય જીવન પરથી લેવાના બોધની કવિતા. |
| ૧૩૩ | | | —o— | ગફલત ટોટાબડા દિવાના | ,, | ૫૬૯ | હિંદી | લાવણી | મનબોધ. | હરિભજનમાં ગાફેલ ન રહેવા વિશે |
| ૧૩૪ | | | —o— | ગફલતમેં મુઝેછાંડકે, તુમ કહાં ચલે ગયે? | દ–કા–સુ | ૨૩૯ | ,, | જોગી આશાવરી. | પ્રેમભક્તિ | ગોપીની કૃષ્ણને આજીજી. |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩૫ | | —૦— | ગાજેગાજે રે ગોવિંદગુણ | દ-કા-સં. | ૨૫૯ | ગુજરાતી | જંગલો | ઉપદેશ | |
| ૧૩૬ | | —૦— | × ગારીમતદેરે,ગુમાનીછેલા | ,, | ૫૨૩ | હિંદી | ભેરવી | શ્રૃંગાર | ગોપીના છણુકા |
| ૧૩૭ | | —૦— | ગારેગારે,ગિરિધરનગારે | ,, | ૫૬૫ | ,, | સોરઠ | ઉપદેશ | વાંચવા લાયક ભજન |
| ૧૩૮ | | —૦— | * ગિરિવરધારિ! તતથૈથૈંનાચે | ,, | ૨૦૨ | ગુજરાતી | આશાવરી | સંગીત | નાચ તાનની કવિતા |
| ૧૩૯ | | —૦— | *ગિરિધારિયા ! ગુમાનિરે વ્હાલાજી... ... ... | ,, | ૨૧૦ | ,, | ખમાયચી | વિરહવેદના | સ્નેહની પીડા વિશે |
| ૧૪૦ | | —૦— | ગિરિવરધર ગોવિંદરૂપ | ,, | ૨૨૪ | ,, | ગરબી | ઉપદેશ | પ્રેમ ભક્તિની ભલામણ |
| ૧૪૧ | | —૦— | શ્રીગિરિવરધારી!તમારી અકળગતિ, અલબેલા } | પ્રા-કા-ત્રિ અંક ૪સ. ૧૮૮૯ | ૨૯ } | ,, | લલિત | ભક્તિ | વાંચવા લાયક કવિતા |
| ૧૪૨ | | —૦— | ×ગિરિધારિ!હર્યો ગેરોહિયરા | દ-કા-સં | ૫૨૧ | હિંદી | ભેરવી | વિરહવેદના | |
| ૧૪૩ | | —૦— | ગિરિવરધારી મનોહર રામ સ્યામ ... ... ... | ,, | ૫૬૧ | ,, | ખમાયચી ત્રિતાલતિલ્લાનો | મનબોધ | હરિ નામ રટણ |
| ૧૪૪ | | —૦— | શ્રીગિરિધર પ્રાનપ્રિયેરાધા | શ્રીદ-કા-મ-મા | ૨૨૬ | ,, | તોરો | ભક્તિ | રાધાજીની સ્તુતિ |
| ૧૪૫ | | —૦— | *ગિરિધારિજી'અખિયાંસળકે | દ-કા-સં | ૫ | હિંદી-મારવાડી | પદકલ્યાંણ | શૃંગાર | આંખના કાંમણ વિષે. |
| ૧૪૬ | | —૦— | * ગિરિધરલાલજીરોમુખચંદ | , | ૫૩૪ | મારવાડી | સોરઠ | વિરહવેદના | |
| ૧૪૭ | × | ભગવદ્ ગીતા મહાત્મ્ય. | શ્રી ગુરૂપ્રથમ પ્રણામુ પાય | ,, | ૧ | ગુજરાતી | કેદારો.ઢાળ વિગેરે | ભાષાંતર | ગીતા માહાત્મ્ય સમજાવનારૂં ૧૮ અધ્યાયનુ ધર્મિષ્ટ કાવ્ય |
| ૧૪૮ | | —૦— | *શ્રીગુરૂગોવિંદનેરે, પાયેલાગુ | ,, | ૨૦૦ | ,, | ગરબી | વિરહવેદના | પ્રેમ પરિતાપના ૧૨ માસ |
| ૧૪૯ | | —૦— | શ્રીગુરૂદેવ! મનઅભિલાખ જે મ્હારા પૂરશો... ... | ,, | ૨૨૧ | ,, | ધોળ | આત્મજીવન | કવિની અભિલાષા વિષે |
| ૧૫૦ | | —૦— | ગુણનિધિ. ગિરિવરધારિરે | ”-કા-દો ભાગ ૪ | ૮૦૦ | ,, | ,, | ભક્તિપ્રાર્થના | |

×" ભગવત ગીતા મહાત્મ્ય " અથવા " શ્રી ગીતા માહાત્મ્ય " કે " ગીતા માહાત્મ્ય." એ નામ પણ આ કાવ્યનું છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫૧ | | —૦— | ગુજરિયાં! તું ક્યોંનબોલે? | દ–કા–સુ– | ૨૩૮ | હિંદી | દીપચંદી ભૈરવી | શ્રૃંગાર | ગોપી રાધાને મનાવે છે. |
| ૧૫૨ | | —૦— | શ્રીગોવરધનધર લાડિલોરે | દ–કા–સં. | ૨૪૦ | ગુજરાતી | રામગ્રી | ભક્તિ | |
| ૧૫૩ | | —૦— | ગોપીનાથ નામ કિર્તન નિર્ભયાનંદકારી | બૃ–કા–દો ભાગ–૪ | ૮૪૨ | ,, | લાવણીની ગત | મનબોધ | ગોપીનાથનું ભજન |
| ૧૫૪ | | —૦— | *ગોરસ ચાહો તો પિયો મેરે પ્યારે | દ–કા–સં. | ૫૫૩ | હિંદી | આસાવરી હોરી | શ્રૃંગાર | વિકારી પણ સુંદર |
| ૧૫૫ | | —૦— | શ્રી ગોકુલપતિ ઘનશ્યામા | ,, | ૫૬૪ | ,, | સોરઠ | ભક્તિ | હરિની મરજી તથા નામરજી વિષે |
| ૧૫૬ | | —૦— | ગોવિંદ નામકો આધાર | ,, | ૫૦૧ | ,, | કાફી | ઉપદેશ | |
| ૧૫૭ | | —૦— | શ્રીગોપીજનવલ્લભારે | દ–કા–સુ | ૨૫૮ | મરાઠી | ખમાયચી હુંમરી | ભક્તિ | પ્રભુ પ્રાર્થના દક્ષિણમાં |
| ૧૫૮ | | —૦— | શ્રીગોપાલલાલપ્યારે (૨) ચંગામુખડા દિખાતાજા | ,, | ૨૩૧ | પંજાબી | ભૈરવી } પીસ્તો } | શ્રૃંગાર | ગોપીની મનહર ભાષા. |
| ૧૫૯ | ઘ | —૦— | * ઘણીગજબીરે,ગિરિધારી | દ–કા–સં. | ૧૯૪ | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | આંખનો જાદુ |
| ૧૬૦ | | —૦— | * ઘરઆયે લાલરિસાયગયે | ,, | ૫૨૯ | હિંદી | કાફીજંગલો. | શ્રૃંગાર | ગુમાની ગોપીનો પસ્તાવો. |
| ૧૬૧ | | —૦— | * ઘેલી કીધીછે, ઘેલીકીધી | ,, | ૧૯૪ | ગુજરાતી | ગરબી | ,, | મોહનની મોહની વિશે. |
| ૧૬૨ | | —૦— | * ઘેલીમુંનેકીધી,શ્રીનંદજીના નંદે | ,, | ૧૯૭ | ,, | ,, | ,, | શ્રી કૃષ્ણના સૌન્દર્યની તાલાવેલી |
| ૧૬૩ | ચ | —૦— | *ચતુરા ચેટક એવું જાણી | ,, | ૨૦૯ | ,, | કાફી | ,, | વિરહવેદના વિષે |
| ૧૬૪ | | —૦— | ચરનશરન ગિરિધરનહમારે | દ–કા–સુ | ૨૪૭ | હિંદી | સોહણી | ઉપદેશ | |

( ૧ ) ગુમાનિડા તું પાધરે પંથે જ……આ કવિતા માટે જુઓ અનુક્રમ નંબર ૨૬૭.

( ૨ ) ગિરિધર ગુંજે ગ્રાંન……આ કવિતા પ્રા--કા--મા ગ્રંથ ૧૧ ને પાંને ૩૧૮ મે છુટી છપાયેલી છે પણ તેનો સમાવેશ "રસિક રંજન" નામના કાવ્યમાં થઈ જાય છે માટે જુદી પરાયજ નહીં તેથી "ગ"। વર્ગમાથી કમી કરી છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬૫ | | ચાતુરીનો ગરબો | સર્વે કામછોડીને પરથમ | દ-કા-સં. | ૧૧૭ | ગુજરાતી | ગરબો | અવલોકન | વાંચવા લાયક કવિતા |
| ૧૬૬ | | ચાતુર ચિત્ત વિલાસ | શ્રીગુરૂ શ્રી વલ્લભ પ્રભુ | પ્રા-કા-મા ગ્રંથ ૧૩ | ૨૬૧ | ,, | દુહા,છપ્પા કુંડળિયા | સમસ્યા | જુઓ વાંચો ટીકા * |
| ૧૬૭ | | —૦— | ચાલોનિરખીયેરણછોડરાયરે | દ-કા-દો ભાગ-૪ | ૭૯૪ | ,, | પદ | ભક્તિ | ડાકોરનાથનું ભજન |
| ૧૬૮ | | —૦— | ચાલવ્હેલી અલબેલિપ્યારિ રાધે | દ-કા-સં | ૨૧૩ | ,, | સોરઠ | શૃંગાર | લલિતા રાધાને કહે છે |
| ૧૬૯ | | —૦— | ચાંદલિયાચાલિશમાંઅતિ ઊતાવળો | દ-કૃ-ક | ૯૩ | ,, | ગરબી | ,, | ગોપી ચંદ્રને કહે છે |
| ૧૭૦ | | ચિંતાચૂર્ણિકા | ચિંતાનકર કોઇ વાતની | દ-કા-સુ | ૪૯ | ,, | રામગ્રી | મનબોધ | હરિ રાખે તેમ રહેવા વિશે. |
| ૧૭૧ | | —૦— | ચિત તું શિદને ચિંતાધરે? | દ-કા-સં. | ૨૫૦ | ,, | પદ | ,, | હરિમાં વિશ્વાસ વિશે. |
| ૧૭૨ | | —૦— | ચિતમ્હારૂંચોરેરેવ્રજરાજ | દ-કા-સુ. | ૮૬ | ,, | સોરઠ | ભક્તિ પ્રાર્થના | |
| ૧૭૩ | | ચેતવણી | ચેતચેતમન!ચપળથઇને | દ-કા-સં | ૧૧૧ | ,, | પદ | મનબોધ | માયાને વશ થયેલાને શિક્ષા' |
| ૧૭૪ | | ચોરાશી વૈષ્ણવનું ધોળ. | શ્રીગુરૂ યુગપદ કમળરજ | ,, | ૧૨૫ | ,, | ધોળ | આખ્યાન | ૮૪વૈષ્ણવ મહાજનની નામાવલી |
| ૧૭૫ | | ચોવીસ અવતારનું ધોળ | એ અવતાર શ્રીકૃષ્ણનારે | દ-કા-સુ. | ૮૩ | ,, | ઢાળ | ,, | શ્રી કૃષ્ણના ૨૪ અવતારની કવિતા. |
| ૧૭૬ | | —૦— | ચંદા જ્યું ઝલકે (૨) | ,, | ૨૫૧ | પંજાબી | ખમાયચી લાવણી | શૃંગાર | રાધાના મુખકમળની શોભા |
| ૧૭૭ | છ | —૦— | ઓ છબિલાજી! છમકલું નવ કીજે વાટે ઘાટે | દ-કૃ-ક | ૮૫ | ગુજરાતી | ગરબી | ,, | ગોપીની શ્રીકૃષ્ણને શિખામણ |

* સમસ્યાઓ, દ્રષ્ટકૂટ, દ્રષ્ટકૂટનાં ત્રણ પદ, એક સોરઠો, એક દુહો, એક બીજું પદ તથા પ્રશ્નોનું પદ, અવળવાણી ની ચોપાઈ એટલી કવિતાઓનો **આ ન્હાનો** સંગ્રહ છે. સમસ્યાઓ માટે જુઓ નંબર ૯૪ માં જે છે તેજ ત્રણ કવિતાઓ અહીં છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭૮ | | —०— | છેલાનેકનેકીબાંસરીબજાય જાહો | દ–કા–સુ | ૨૪૧ | હિંદી | સોરઠ | શ્રૃંગાર | ગોપી વાંસળી વગાડવા શ્રી કૃષ્ણને વિનવે છે |
| ૧૭૯ | જ | —०— | × શ્રીજમનાજીના ઘાટમાંરે લોલ | દ–કા–સં | ૧૮૦ | ગુજરાતી | ગરબી | ,, | સમય સુચક ગોપીની શિખામણ |
| ૧૮૦ | | —०— | *જળજાતાંઆજ ઘુંઘટડામાં | ,, | ૨૦૩ | ,, | રામકલી | ,, | શ્રીકૃષ્ણના મુખની મોહની |
| ૧૮૧ | | —०— | જન જકતસમાન જાણે, ભકતજનને,તેનર્ક નિવાસી | ગૂ–કા–દો ભાગ ૪ | ૮૨૯ | ,, | પદ | ઉપદેશ | ભક્ત જનના દોષ ન જોવા વિષે. |
| ૧૮૨ | | —०— | હેજીજગજૂઠા, વેમેહેરંયાર | દ–કા–સં | ૫૬૦ | હિંદી | ખમાયચી ઠુંમરી | આત્મજીવન | કવિનો મન સંકલ્પ |
| ૧૮૩ | | —०— | જગસબજાદુકહેતામ્હેંના માંનહીરે | દ–કા–સુ | ૨૫૫ | ,, | ભૈરવી ગતની ઠુંમરી | શ્રૃંગાર | નેન બાણનો મોહ |
| .૮૪ | | —०— | જલ કાં ગઇ આજ, ઢાડેહે વહાં બ્રજરાજ | ,, | ૨૩૦ | ,, | પદ રાગ ગોડી | ,, | શ્રી કૃષ્ણને જોઇ ગોપીને થયેલો મોહ |
| ૧૮૫ | | —०— | જયશ્રીકૃષ્ણઓતારા, પુરન બ્રહ્મપુરૂષોત્તમ અકલરૂપ | ,, | ૨૪૭ | ,, | ધ્રુપદ રાગ સારંગ | ભક્તિ | ભગવાનના અવતાર વિષે. |
| ૧૮૬ | | —०— | × જાઅેાજીજાઓજી, જીવણ જીડાછો મ્હેં જાણ્યા | દ–કા–સં. | ૨૦૬ | ગુજરાતી | ખટરાગ | શ્રૃંગાર | ગુમાની ગોપીનો છછણાટ |
| ૧૮૭ | | —०— | *જાદૂકોકરાકામહૈ? બડનૈનાં | ,, | ૫૨૬ | હિંદી | લલિત | ,, | નેત્રના જાદુ વિષે. |
| ૧૮૮ | | —०— | *જાનગઇરે, જાનગઇ | ,, | ૫૨૮ | ,, | કલ્યાંણ | ,, | ગોપી શ્રીકૃષ્ણની ગત સમજી જાય છે. |
| ૧૮૯ | | —०— | જાકુંરટતહેએેહ,શેષશંભુસુત | ,, | ૫૭૧ | ,, | લાવણી | ઉપદેશ | ભલા પ્રભુને ભજવા વિષે. |
| ૧૯૦ | | —०— | જાનેદેરેમદનગોપાલ! ભઇ સો ભઇ | દ–કા–સુ | ૨૧૦ | ,, | કાલિંગડો | શ્રૃંગાર | કાયર ગોપીની આજીજી |
| ૧૯૧ | | —०— | જાલમ તોરે ખુની, તોરે નેનાંને મારી | ,, | ૨૫૨ | ,, | ખમાયચી | નેત્રમોહીની | નેન કટારીનો ઘા |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨ | | —o— | ×જાનીહમારા, ઓરતુમ્હારા ક્યા | દ-કા-સં. | ૫૩૭ | હિંદી | કેરબો | સુંદરકાવ્ય | ગોપીના પ્રેમાનંદની મસ્ત કવિતા |
| ૧૯૩ | | —o— | જીવ જાણીલે, જાર પ્રીત | ,, | ૨૨૬ | ગુજરાતી | ગરબી | મનબોધ | કામ વાસનાના ગેરલાભ |
| ૧૯૪ | | —o— | જીવતો મુવોરે મુરખ | ,, | ૨૪૫ | ,, | પદ | ઉપદેશ | જીવતો મુવો કોણ તે વિશે |
| ૧૯૫ | | —o— | જીવતાજાણુવાપ્રેત,એવાજન | દ-કા-સુ | ૧૧૪ | ,, | બિહાગ મિશ્રિત કાફી | ,, | પ્રેતકોણ કહેવાય તે વિશે |
| ૧૯૬ | | —o— | *જીનજાઓરેઆજકોઉપનિયાં ભરન | દ-કા-સં. | ૫૫૨ | હિંદી | જંગલો | શ્રૃંગાર | ફસાઇને નાશી છુટેલી ગોપી બીજીને ચેતાવે છે |
| ૧૯૭ | | —o— | જીયા જાનિલે સાચીબાત | ,, | ૫૬૧ | ,, | ખમાયચી ઠુંમરી | મનબોધ | કવિનો સંકલ્પ |
| ૧૯૮ | | —o— | જીયાગાફિલમતસો, જાગ | ,, | ૫૬૨ | ,, | કાલિંગડો | ,, | અંતકાળે હરિભજન માટે મનની જાગ્રતિ |
| ૧૯૯ | | —o— | જીયાપ્રેમફંદકે બંધ પર્યો | દ-કા-સુ. | ૨૩૫ | ,, | ધન્યાશ્રી | ,, | પ્રેમફંદમાં ફસાયલા જીવનો પશ્ચાતાપ |
| ૨૦૦ | | —o— | *જીંદડી, તુંસાડે, નાલગી મેંડે પ્યારે | દ-કા-સં | ૫૫૫ | પંજાબી | ખમાયચી | નેત્રમોહીની | નયન મોહનુ દરદ |
| ૨૦૧ | | —o— | *જુઠી ચોરી લગાઇ, મૈયામોહે | ,, | ૫૩૦ | હિંદી | કાફી | સુંદરકાવ્ય | ગોપીની જસોદાને ફરીયાદ |
| ૨૦૨ | | —o— | જેકોઇજિનકલ્યાંણુચાહો તે | ,, | ૨૩૦ | ગુજરાતી | ગરબી | ઉપદેશ | સ્ત્રીસંગ તજવા વિશે |
| ૨૦૩ | | —o— | જેને સ્હાય શ્રીકૃષ્ણની | ,, | ૨૩૯ | ,, | રામગ્રી | ,, | પ્રભુની ભલાઇ વિશે |
| ૨૦૪ | | —o— | જેકોઇ પ્રેમીઅંશઅવતરે | ,, | ૨૫૨ | ,, | પદ લાવણીનીગત | સુંદરકાવ્ય | પ્રેમભક્તિની ભલામણ |
| ૨૦૫ | | —o— | જેવોછુંતેવોહુંતમારોહેશ્રીજી | ,, | ૨૫૭ | ,, | કાલિંગડો | ભક્તિ પ્રાર્થના | અસરકારક પ્રભુ પ્રાર્થના |
| ૨૦૬ | | —o— | જેની સમોવડ કોઇન કહેવાય | ,, | ૨૬૪ | ,, | પદ | ઉપદેશ | હરિજન મહાત્મ્ય વિશે |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦૭ | | —o— | જેનાહૃદયમાંઅખંડરસિકરૂપ | પ્રા-કા-મા ગ્રંથ ૧૧ | ૩૧૪ | ગુજરાતી | પદ | ઉપદેશ | ખરા હરિભક્ત સંબંધી |
| ૨૦૮ | | —o— | જેજેશ્રીવલ્લભ,જેજેશ્રીવિઠ્ઠલેશ | દ-કા-સુ | ૨૪૮ | ,, | કલ્યાણ પદ | ભક્તિ. | શ્રીકૃષ્ણની પ્રાર્થના |
| ૨૦૯ | | —o— | જેવોતેવોતમશરણેહુંઆવ્યો | ,, | ૧૨૨ | ,, | ભેરવ | ,, | અસરકારક પ્રભુ પ્રાર્થના |
| ૨૧૦ | | —o— | જોવિચારી જીવ ત્હારી શી વલ્હે થશે? | દ-કા-સં | ૨૫૧ | ,, | પદ | મનબોધ | વાંચવા લાયક કવિતા |
| ૨૧૧ | | —o— | જો હરિભાવ નથીરે, ભાવ નથી | દ-કા-સુ | ૯૮ | ,, | ,, | ઉપદેશ | ભાવ વિનાની ભક્તિ નકામી છે. તે વિશેની વાંચવા લાયક કવિતા. |
| ૨૧૨ | | —o— | * જોબનરસઝલકાય, રસિયા રોશ તજોજી | દ-કા-સં. | ૫૨૫ | હિંદી | લલિત | સુંદર કાવ્ય | વિકારી પણ વાંચવા લાયક |
| ૨૧૩ | | —o— | જોસૈયાંસાંવરેઅંસિખજૈયાં | દ-કા-સુ | ૨૬૫ | ,, | પદ | સંગીત | મોરલીના નાદની તાલાવેલી |
| ૨૧૪ | ઝ | —o— | ઝુલવાનેઆવોરાજ ચંદ્ર ભાણજીના બાગમાંરે | બૃ-કા-દો ભાગ ૪ | ૭૯૫ | ગુજરાતી | હિંદોળો | પરચુરણ | |
| ૨૧૫ | | —o— | ઝુલેઝૂલે શ્રીજુગલકીશોર | દ-કા-સં. | ૫૬૨ | હિંદી | ધનાસરી | સુંદર કાવ્ય | ઠાકોરજીના હિંડોળાનું સુંદર કાવ્ય |
| o | ટઠ | —o— | o | o | o | 0 | o | o | o |
| ૨૧૬ | ડ | —o— | ડાકોર ઠાકોર નાથ હમારે | દ-કા-સં. | ૫૭૫ | હિંદી | ભેરવી | ભક્તિ | ડાકોરનાથની સુંદર પ્રાર્થના |
| o | ઢ | —o— | o | 0 | 0 | | o | 0 | o |
| ૨૧૭ | ત | —o— | તમારો તમારો પ્યારી! મન માને તે કોહોની | દ-કા-સં | ૨૦૬ | ગુજરાતી | પદ. | શ્રૃંગાર- | શ્રીકૃષ્ણ ગોપીને મનાવે છે |
| ૨૧૮ | | —o— | તમો અહીંયાં સુધી ઓરા આવોરે અલબેલાજી | દ-કા-સુ | ૮૩ | ,, | ,, | પરચુરણ | ઠાકોરજીને થાળ |
| ૨૧૯ | | —o— | *ત્હારે પ્રેમે હું મોહ્યો રાધિકે. | દ-કા-સં. | ૧૭૭ | ,, | ગરબી | શ્રૃંગાર- | રાધાનો મોહ અને રૂપનાં વખાણ |

